## જન્મભૂમિ પ્રકાશનમંદિરનાં
## પ્રકાશનો

| | |
|---|---|
| પારિભાષિક જ્ઞાનકોશ (રાજકારણ). | ૩–૦–૦ |
| વિશ્વદર્શન (૧૯૪૩–૪૪) | ૭–૦–૦ |
| રાષ્ટ્રગીત | ૧–૮–૦ |
| જાપાનની ખેતીવાડી | (છપાય છે) |
| 'જન્મભૂમિ' ડિરેક્ટરી | ( ,, ) |

# રાષ્ટ્રગીત

આદ્ય સંપાદક
ઇન્દુલાલ યાજ્ઞિક

સંપાદક
કરસનદાસ માણેક



જન્મભૂમિ પ્રકાશન – મંદિર
૧૩૮–૪૨ મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

Ratanbhai Ratansi

આવો કવિ ઓર કોઇ, શાયર શિરમોર કોઇ,
મૂગી જનતાને વાણીગાથા પહેરાવો!

ટાગોર

× × ×

પુત્તે જાએ કવણ ગુણ અવગુણ કવણ મુએણ,
જે બાપીકી ભૂંહડી, ચંપિજ્જઇ અવરેણ

આવૃત્તિ ચોથી
એપ્રિલ '૪૪

•

મૂલ્ય
દોઢ રૂપિયો

- પ્રકાશક -
અમૃતલાલ દલપતભાઇ શેઠ
જન્મભૂમિ પ્રકાશન - મંદિર
૧૩૯ મેડોઝ સ્ટ્રીટ કોટ, મુંબઇ

- મુદ્રક -
ચંદુલાલ જેઠાલાલ વ્યાસ
સ્વાશ્રય મુદ્રણાલય
સૌરાષ્ટ્ર રોડ - રાણપુર

# બે બોલ

રાષ્ટ્રગીતોનો આ સંગ્રહ સન ૧૯૨૧માં યોજવામા આવ્યો ત્યારે ગાંધીજીની "એક વર્ષમાં સ્વરાજ"ની, અસહકાર ને બહિષ્કારની ગાજવીજથી વાતાવરણ છવાઇ ગયું હતું. રૉલેટ કાયદાની ચળવળના થોડાં અઠવાડિયાં બાદ કરો તો સ્વરાજની એ સાલના જેવી વિરાટ સભાઓ અને સરઘસો, પ્રજાજાગ્રતિનાં આવાં પૂર ને માનવસાગરની આવી ભરતી આ દેશમાં કદી નિહાળ્યાં નહોતાં. તે ટાંણે અમદાવાદમાં મહાસભાની વિરાટ બેઠક મળવાની હતી અને "સરફરોશી કી તમન્ના"—ગીતનાં ગુંજન ચોપાસ સંભળાતાં હતાં.

આ રાષ્ટ્રીય પરિસ્થિતિએ મને આ સંગ્રહ કરવાને પ્રેરણા આપી ને તે કાળના માનસને તે અનુકૂળ હોવાથી તેની ત્રણ આવૃત્તિઓ થોડાં વરસમાં ખપી ગઈ વીસેક વરસના ગાળા પછી આ સંગ્રહનું નવું સંસ્કરણ પ્રકટ કરાવવાને મેં અનેક ઠેકાણે ટેલ નાખી છેવટે "જન્મભૂમિ" કાર્યાલયે આ રૂડું કામ ઉપાડીને ગૂજરાતની પ્રજાને આભારી કરી છે.

છેલ્લા બે દાયકા દરમ્યાન દેશમાં અનેક રાષ્ટ્રીય લડતો લેવાઈ છે ને દુનીઆભરમાં આજે અપૂર્વ વિરાટ યુદ્ધ ચાલે છે. હાલમાં આપણે છેલ્લી લડતની ઓટ નિહાળીએ છીએ ત્યારે કાચા જુવાનીઆના તેમ જ પીઢ કાર્યકર્તાઓના દિલમાં નિરાશા ઘર ઘાલે એ સ્વાભાવિક છે પણ સર્વે યાદ રાખે કે હાલના મહાયુદ્ધમાં નાનીમોટી સર્વે પ્રજાઓએ

રાષ્ટ્રભાવથી પ્રેરાઈને જ, ભયંકર ધમસાણમાં ઝુકાવ્યું છે—લાખો કરોડો સિપાહીઓ અને તેમને પીઠબળ આપનાર પ્રજાજનો પોતાના માદરેવતનનું જતન કરવાના અદમ્ય આવેશથી જ પ્રેરાએલા છે. સામ્રાજ્યવાદી ઈંગ્લંડ, અબજપતિ અમેરિકા, અટૂલ આયર્લેન્ડ અને સામ્યવાદી રશિયા—સર્વે રાષ્ટ્રભક્તિનો જ પાનો પોતપોતાની પ્રજાઓને ચઢાવે છે; અને લડાઈ પૂરી થશે ત્યારપછી પણ રાષ્ટ્રધર્મની જ પ્રેરણા સર્વોપરિ રહેશે એમ લાગે છે.

આપણો દેશ પુરાણપ્રસિદ્ધ છે. તેના ભૂતકાળની જાહોજલાલીનાં અને એની સંસ્કૃતિનાં યશોગાનમાં ઘણાને રસ પડે છે. પણ આજની તેની ગરીબ ચીંથરેહાલ વિભક્ત, પરાધીન ગામગામડાંની અબુધ પ્રજા, યુવાનોને ને બુદ્ધિશાળીઓને ઝાંખી અને નિસ્તેજ લાગે છે. તેથી તેમની ભાવનાશક્તિ અને રસવૃત્તિ, તેમની બુદ્ધિ અને હૃદય, નિરવધિ સમૃદ્ધિથી ઝળકતા અમેરિકા કે રશિયાના ચમત્કારિક નવસર્જન પર ફરે છે. આવા દેશદેશાંતરના વિકાસમાંથી આપણે ઘણી યે પ્રેરણા અને જ્ઞાન જરૂર મેળવીએ. પણ મહર્ષિ અરવિંદ ઘોષે વરસો પર કહ્યું હતું તેમ સાત સમુદ્રની પરકંમા કરીએ અને દેશદેશાંતરનું જ્ઞાન મેળવીએ તે આપણા દેશની રિદ્ધિસિદ્ધિ વધારવાને માટે જ. માતૃભૂમિની ભક્તિ આપણી નસનસમાં વહે—તેની જ પ્રગતિ સાધવાને જ્ઞાન મેળવીએ અને યાત્રા કરીએ—તે જ આપણા અંતરનું અને જીવનનું મધ્યબિંદુ બને—એ ખરો રાષ્ટ્રધર્મ આપણે ન જ ચૂકીએ.

આ ધર્મનો પ્રચાર કરવાને રાષ્ટ્રગીત અણમોલું સાધન છે. એક વખતની ભરતીના કાળમાં યોજાએલો આ સંગ્રહ હાલના દુઃખદ સંયોગોમાં પણ ગુર્જર પ્રજા વધાવી લેશે એવી આશા રાખું છું.

જન્મભૂમિ કાર્યાલય
મુંબાઈ : ૧ : ૪ ૪૪

ઇન્દુલાલ યાજ્ઞિક

## ચોથી આવૃત્તિની
## પ્રસ્તાવના

આ પુસ્તક પહેલવહેલુ ૧૯૨૨માં બહાર પડ્યું. તે પછી ૧૯૨૪ સુધીમાં તેની બીજી બે આવૃત્તિઓ પ્રગટ થઈ અને જોતજોતામાં ખપી ગઈ એ એની તે વખતની અસામાન્ય લોકપ્રિયતાનો પુરાવો.

પણ તે પછી શ્રી ઇન્દુભાઇએ જીવનની દિશા બદલી અને 'યુગધર્મ' કાર્યાલય બંધ પડ્યું એની સાથે જ આ સંગ્રહ પણ લગભગ દુષ્પ્રાપ્ય બની ગયો.

આજ લગભગ વીસ વરસે આ પુસ્તક ચોથી આવૃત્તિને સ્વરૂપે ફરી પ્રગટ થાય છે.

લગભગ બે દાયકા જેટલા એ ગાળામાં આપણી સ્વાધીનતાની લડતે અનેક નવા રંગો જોયા છે, અને પ્રજાજીવને અનેક લીલીસૂકી અને કડવીમીઠી અનુભવી છે. પણ સમયની આ દીર્ઘતા અને અનુભવોની આ વિપુલતાને હિસાબે અપેક્ષા રાખીએ એટલું સમૃદ્ધ રાષ્ટ્રગીતોનું આપણું સાહિત્ય હજુ સર્જાયું નથી.

આનો અર્થ એવો નથી કે ૧૯૨૦–૨૧ પછી નવાં રાષ્ટ્રગીતો લખાયાં જ નથી. ના, ગૂજરાત ગીતસૂનું કયારે ય નહોતું, અને આજે પણ નથી. પણ મોટે ભાગે તે ગીતો "ધરદીવડા"ની કોટિના છે સ્થાનિક અને સામયિક આવશ્યકતાઓને સંતોષવા માટે તે સર્જાયાં; અને પોતપોતાનું 'મીશન' પૂરું કરીને પોતપોતાને રસ્તે પડ્યાં! વતન-પરસ્તી અને શહાદતને હિલોળે ચડેલ નવયૌવનને પોતાના ઉરના ભાવો

ગાવાના અને પ્રજાના મોએ ગવડાવવાના કોડ જાગે છે ત્યારે તે કંઈ કવિઓ આવે અને લખે તેની વાટ જોઈને બેસી નથી રહેતું ચાલતી જાહેર સભાએ, કે ફરતી પ્રભાતફેરીએ, એવા ગીતો આપોઆપ જોડાઈ જાય છે જાણે આકાશમાથી કોઈ અપ્સરાએ નવસરા હારની એક સેર ઉછાળી હોય અને તે કોઈના ખોળામા આવીને પડી હોય, તેમ ગેબમાથી એકાદ પંક્તિ આવીને કોઈકના કંઠમા ગુંજવા-આપોઆપ ગુંજવા-માંડે છે અને પછી તો, લગભગ પુરાણા લોકગીતોની ઢબે, એવા રાષ્ટ્રગીતો સર્જાઈ જાય છે! દા. ત.

આ રણભેરી વાગે કયાં?
ધારાસણા, ભાઈ, ધારાસણા!

અથવા

ધોલેરા, ભાઈ, ધોલેરા!

પણ મે ઉપર કહ્યુ તે પ્રમાણે આ બધી કૃતિઓની સાર્થકતા તત્કાળ પુરતી જ હતી. તેમનામાથી ચિરકાળ તો શું, પણ ઠીક ઠીક લાંબો વખત પણ ટકી શકે એવી કાવ્યમયતાવાળી કૃતિઓ સ્વલ્પ

"રાષ્ટ્રગીત"ની આવૃત્તિ પૂરી થયા પછી પ્રગટ થયેલ આવી કૃતિઓના અનેક નાનામોટા સંગ્રહો ઉપર નજર ફેરવી ગયા પછી એક વાત મારી નજર સમક્ષ હમેશ તરી આવી છે, અને તે એ કે શ્રી ઝવેરચંદ મેઘાણીની કૃતિઓને-અને બીજા કોઈની, બીજી કોઈ રડીખડી કૃતિઓને-અપવાદરૂપ ગણીએ તો, ગૂજરાતના કવિઓએ રાષ્ટ્રીય જીવનના સહસ્રવિધ તોફાની પ્રવાહને સફળતાપૂર્વક પોતાની વાણીમાં ઝીલ્યો નથી, અને તેમાં ય તે ગેયકાવ્યકૃતિઓની બાબત તો નરી નિરાશા જ છે આ બાબતમા ગૂજરાતના કવિઓએ ગૂજરાતને દગો દીધો છે એમ મારા કેટલાક મિત્રો માને છે, પણ મને તો લાગે છે કે ખુદ પ્રેરણાએ ગૂજરાતના કવિઓને આ બાબત દગો દીધો છે આના માટે છેલ્લી પચ્ચીશીના આપણા સાહિત્યના અને આપણા જીવનના ક્યાં ક્યાં તત્ત્વો કેટલે અંશે જવાબદાર છે તે બતાવવા માટે એક આખું પુસ્તક લખવું પડે

પણ હકીકત એ છે કે ગૂજરાતના કવિઓની શ્રી મેઘાણીએ લાજ રાખી છે, સમૃદ્ધ રીતે અને સદ્ધર રીતે રાખી છે; અને તે એટલે સુધી કે હિંદની તમામ ભાષાઓના રાષ્ટ્રગીતોનો કોઇ પ્રતિનિધિ-સંગ્રહ બહાર પડે, તો તેમાં શ્રી મેઘાણીનું સ્થાન ફક્ત આદરભર્યું જ નહિ, પરંતુ અનિવાર્ય બની જાય...પૂ ગાંધીજીએ એમને 'રાષ્ટ્રીય શાયર'નું બિરુદ અમસ્તું નથી આપ્યું.

આ આવૃત્તિમાં શ્રી મેઘાણીની તથા ગૂજરાતના બીજા કવિઓની આ પ્રકારની કૃતિઓમાંથી થોડી થોડી વાનગી લીધી છે; અને એમ કરતાં કાગળની બેહદ મોંઘવારીના આ જમાનામાં, પુસ્તકનું કદ બહુ મોટું ન થઈ જાય અને પરિણામે, એની કિંમત સાધારણ જનતાને પોસાય તેના કરતાં વધી ન જાય એટલા ખાતર, જૂના ગીતોમાંથી કેટલાંકને કમી કરવામાં આવ્યાં છે.

આ ફેરફારથી પુસ્તકની કાવ્યસમૃદ્ધિમાં એકંદરે તો ઉમેરો જ થયો છે એવી મારી ખાતરી છે.

ગૂજરાતે જેને પારાવાર મમતાથી વધાવી લીધું હતું એવા આ પુસ્તકને જનતાના હાથમાં નૂતન સ્વરૂપે એકવાર ફરી સાદર કરવું એટલી જ 'જન્મભૂમિ' પ્રકાશનમંદિરની આ પુસ્તકની પ્રસિદ્ધિ પાછળ નેમ છે–અન્ય કશી જ નહિ

અંતમાં પોતાની કૃતિઓ આ સંગ્રહમાં લેવાની પરવાનગી આપીને 'જન્મભૂમિ'ના આ પ્રકાશનમાં જે જે લેખકોએ સહકાર આપ્યો છે તેમનો સૌનો હું સંચાલકો તરફથી આભાર માનું છું.

મુદ્રણ જોવામાં તેમ જ પુસ્તકના બાહ્ય રૂપરંગને લગતી બીજી કેટલીક બાબતોમાં મારા મિત્ર શ્રી જીવનલાલ જાની મને ઠીક ઠીક ઉપયોગી થયા છે.

જન્મભૂમિ કાર્યાલય, મુંબઈ.
રાષ્ટ્રીય સપ્તાહ : પ્રથમ દિન '૪૪

કરસનદાસ માણેક

## પહેલી આવૃત્તિની
## પ્રસ્તાવના

યુગયુગની જુદી જુદી ભાવનાઓ હોય છે. વેદકાળમાં અધ્યાત્મ-ભાવનું સ્તવન થયું, બુદ્ધકાળમાં અહિંસાધર્મનો પ્રચાર થયો, મધ્યકાલીન હિંદમાં રજપૂતોએ અને મુસલમાનોએ, મરાઠાઓએ અને શીખોએ પોતપોતાની જાતીય મહત્તા ખીલવી, યૂરોપમાં પણ ગ્રીક લોકોની કળા, રોમનોના સામ્રાજ્યના, જમીનદારોની સત્તાના યુગ વહી ગયા. ઓગણીસમી સદીમાં યૂરોપમાં રાષ્ટ્રધર્મનો ઉદય થયો, તેનો સંચાર આપણા દેશમાં પણ થયો. આજે એક પાસથી પશ્ચિમના જડવાદનો આપણને સ્પર્શ થાય છે અને બીજી પાસથી ભોળાને ભરમાવે એવાં દેશદેશાંતરની–International–એકતાનાં દુંદુભિ કોઈ વખત પારીસમાં તો કોઈ વખત ન્યૂયૉર્કમાં વાગે છે. તે છતાં પણ પશ્ચિમમાં તેમ પૂર્વમાં રાષ્ટ્રધર્મ જ હજી પૂજાય છે.

રાષ્ટ્રધર્મ બે સ્વરૂપે પ્રકાશે છે : ૧. જડ, ભયંકર, સ્વાર્થી અને ભક્ષક; ૨. આધ્યાત્મિક, સૌમ્ય, પરમાર્થી અને સંરક્ષક. કવિવર રવીન્દ્રનાથ ઠાકુરે પહેલા પ્રકારનો જે પાશવ ધર્મ પશ્ચિમમાં અને જાપાન જેવા પૂર્વના દેશમાં પણ ફેલાવા માંડયો છે તેના પર સખત પ્રહાર કર્યો છે. પણ તેથી જે બીજા પ્રકારનો ધર્મ આજે આર્યાવર્તમાં કેળવાય છે તેના પર સહેજ પણ આક્ષેપ થતો નથી. જે પ્રજા કાળના પ્રવાહથી પોતાના ધર્મ, નીતિ અને સમાજવ્યવસ્થાના સાચાં તત્ત્વ

ક્રમેક્રમે ભૂલીને તેના પૂરાણા, જડ રૂપમા વધારે ને વધારે ગૂચાતી ગઈ, અને પરિણામે જે એક પછી બીજા રાજ્યની ગુલામી સદીઓથી ભોગવીને પોતીકું નૂર ગુમાવી બેઠી તે રાષ્ટ્રધર્મ સેવીને જ--અર્થાત્ પોતાના આત્માને ઓળખીને, પોતાનું દિલ પારખીને, પોતાનું હૃદય પિછાનીને, પોતાના નિસીમ સામર્થ્ય વિષે શ્રદ્ધા કેળવીને જ સર્વ પ્રકારની ગુલામીના આવરણ ભેદી, પ્રાત કાળના સૂર્યની જેમ સારી આલમને પોતાના ઝળહળતા, સોનેરી પ્રકાશથી જાગ્રત અને પ્રતેજ કરી શકે. રાષ્ટ્રધર્મનું જે જડ સ્વરૂપ પશ્ચિમનુ લોહી ચૂસી રહ્યુ છે તેનુ હાર્દ આપણા માટે પ્રાણ સમાન છે

દેશદેશની સ્થિતિનાં પ્રતિબિમ્બ તેન. રાષ્ટ્રગીતોમા પડે છે સ્વતત્ર દેશોના ગીતોની લહર કઈ ઔર જ હોય છે પોતાના દેશમા સ્વતત્રતા ભોગવનાર ઈગ્લંડના પુત્રો સારી દુનિયામા જમીન અને દરિયા પર વાવટો ફરકાવતાં God Save the King (પ્રભો રક્ષ મહારાજા) અને Brittania rules the waves (બ્રિટન મહાસાગરની રાણી) એવા ગીત લલકારે છે પ્રજાસત્તાક રાજ્યનો ઝડો સારી આલમમા ફરકાવવાની હોસ રાખનાર ફ્રાન્સની પ્રજા સ્વતત્રતાનુ હૃદયભેદી ગીત 'માર્સેલ્સ' ગાય છે પૃથ્વીના તળ પરથી જમીનદાર અને માલદાર તેમ જ પારકી રોજી પર જીવનાર મધ્યમ વર્ગને તલવારની અણીથી નાબૂદ કરનાનું બીડુ ઝડપનાર રશિયાના સોવિયેટ રાજ્યના સિપાહીઓ રાતદિવસ 'થર્ડ ઇન્ટરનેશનલ' નુ ગીત ગાતા થાકતા જ નથી આ બધામા પોતાની સ્વતંત્રતાની, ગૌરવની ખુમારી છે અને પોતાની મત્તાની કે ભાવનાની આણુ દુનિયાભરમા વર્તાવવાની અવિચળ શ્રદ્ધા છે

આપણુ ખમીર અને આપણી સ્થિતિ જુદા છે. એટલે આપણાં ગીતોની-મુખ્ય રાષ્ટ્રગીત "બંદેમાતરમ્"ની ઢબ જુદી છે આપણી ધાર્મિક વૃત્તિ દેશને માતા-દેવી તરીકે પિછાને છે. આપણી દેશભક્તિ હિમાલયથી સેતુબધ રામેશ્વર સુધી અને દ્વારિકાથી જગન્નાથપુરીના આખા પ્રદેશને-તેના પર્વતોને અને નદીઓને, જંગલોને અને ગામ-

ગામડાંઓને, તેમાં વસતા અમીરોને અને ફકીરોને, જમીનદારો અને ખેડુતોને, ધનાઢ્યો અને મજૂરોને—મનુષ્યો અને કુદરતની તમામ સામગ્રીને ઊભરાતા ઉમળકાથી ચહાય છે અને પૂજે છે. પણ માતાના સૌંદર્યમાં ઝાંખપ લાગે છે, તેની ચીંથરેહાલ ગરીબાઈ જોઈ અંતર ચિરાય છે, અને તેનાં અંગ પર ગુલામીની બેડીઓ જોઈ આંખ લાલ થાય છે. વળી તેની—તેનાં તેત્રીશ કરોડ બાળકોની અગાધ શક્તિનું ભાન થાય છે; અને માતાનાં જંજીર તોડવાની, તેનું સૌંદર્ય સમારવાની, અને તેને સૌભાગ્યવેશથી સજ્જ કરવાની પ્રેરણા થાય છે આમ આપણા ગીતોમાં કોમળ પ્રેમ અને પૂજાની ભક્તિ છે, હૃદયનાં ડૂસકાં અને અંતરની વેદના છે, તેમ સ્વતંત્રતાનો આશાસૂર અને પુરુષાર્થ કરવાની વીરહાક પણ વાગે છે.

ઉપરના ભાવોનો સાચો રણકાર થોડાં જ ગૂજરાતી કાવ્યોમાં સંભળાય છે અને કંઈક સંભળાય છે તે પણ વિશેષે કરીને વીર નર્મદ, સ્વ. હરિલાલ ધ્રુવ વગેરે ગત કવિઓનાં કાવ્યોમાં. હાલની ચમત્કારિક રાજકીય પરિસ્થિતિને અંગે ગીતોનો જે નાફડો ફાટ્યો છે તેમાંથી થોડાં જ ભાવ અને રાગમાં સંતોષ આપે તેવાં છે. આવાં વિરલ ગીતના લેખકોમાં હાલ ભાઈ ખબરદાર સહેલાઈથી પહેલે નંબરે આવે છે. આમ એકંદરે ગૂજરાતી ગીતોમાં ઉણપ લાગવાથી જ થોડાં સારાં બંગાળી, હિન્દી અને હિન્દુસ્તાની ગીતો કંઈક જરૂરી સમજૂત સાથે આ સંગ્રહમાં ઉમેરવામાં આવ્યાં છે.

આ સંગ્રહનું કામ ઘણી ઉતાવળથી કરવામાં આવ્યું છે, તેથી તેમાં કાંઈપણ મરાઠી ગીત દાખલ કરી શકાયાં નથી; અને છાપની, ચૂંટણીની અને અનુક્રમની ખામીઓ રહી ગઈ છે તે દરગુજર કરવા વાચકોને વિનતિ છે. ગીતોનો સંગ્રહ કરવામાં અને તેને પ્રકટ કરવામાં અનેક મિત્રોએ અને ખાસ કરીને ભાઈ નંદલાલ મણિલાલ શાહે મદદ કરી છે તે માટે તેમનો આભાર માનું છું.

ગુલામીની બેડીઓ તોડી સ્વરાજ્યના પૂર બહારમાં ખીલવા પ્રજા આજે એક શ્વાસે તલસી રહી છે. પ્રજાસાગરમાં આજે જાગ્રતિ અને આત્મબલિદાનનો મોટો જુવાળ આવ્યો છે, અને કારાગૃહને સ્વતંત્રતા-દેવીનું સુવર્ણમંદિર સમજી આજે સેંકડો દેશભક્તો તેમાં પરવર્યા છે, અને બીજા હજારો તેની યાત્રાએ સંચર્યા છે. ગૂજરાત હજી સૌમ્ય, ગંભીર મૌન ધારણ કરીને બેઠું છે. પણ તેણે મહાસભાની અમર બેઠકને પોતાના પાટનગરમાં આમંત્રણ આપ્યું છે તે સાર્થક તો જ થશે, જો તેનું વિસર્જન કરતે કરતે ગૂર્જરપુત્રો કવિ નર્મદની વીર હાક ગજાવશેઃ

સહુ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે,
યા હોમ કરીને પડો ફતેહ છે આગે.

અને ગૂર્જરપુત્રીઓ પણ અર્વાચીન કવિવરની પ્રેમશૌર્યભરી કડી

મ્હારા કેસરભીના કન્થ હો ! સિધાવોજી રણવાટ.
એક વાટ રણવાસની રે, બીજી સિંહાસન વાટ,
ત્રીજી વાટ શોણિતની સરિતે, હો ! શૂરના સ્નાનનો ઘાટ;
મ્હારા કેસરભીના કન્થ હો !

ગાશે, તેવું કરશે અને ક્ષણિક દુઃખ અને બંધનો સ્વીકારી ગૂર્જર નરનારીઓ કાયમનું સ્વરાજ્ય મેળવશે, તો જ તેમની અને તેમના પૂર્વજોની આબરુ સચવાશે.

અમદાવાદ
સં ૧૯૭૮ના માગશર
વદિ ૫ ને સોમવાર

ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક

## બીજી આવૃત્તિની
## પ્રસ્તાવના

**આ** પુસ્તકની પહેલી આવૃત્તિ આશરે ત્રણેક માસમાં ખપી ગઇ તે માટે હું ગૂજરાતી વાચકવર્ગનો આભાર માનું છું.

આ આવૃત્તિમાં ૩ બંગાળી, ૨ હિન્દી, ૬ હિન્દુસ્તાની અને ૧૫ ગૂજરાતી નવાં ગીત ઉમેરવામા આવ્યાં છે. તે ઉપરાંત ૯ મરાઠી ગીત અને પરિશિષ્ટ ક મા કેટલાંક હિન્દી, હિન્દુસ્તાની, મરાઠી અને ગૂજરાતી ગીતના અનુવાદ અને અનુકરણ વગેરે આપ્યાં છે. તેમ જ તેમાં ૩ અંગ્રેજી ગીત પણ દાખલ કર્યાં છે. પરિશિષ્ટ ખ માં બની શકયાં તેટલાં ગૂજરાતી ગીતોની વર્ગવાર અનુક્રમણિકા આપી છે. અનુક્રમણિકામાં તેમ જ પુસ્તકમાં નવાં ઉમેરેલાં ગીત પર ફૂદડી મૂકી છે અને જૂનાં ગીતના જૂના અનુક્રમાંક પણ આપ્યા છે. આશા છે, કે આ ઉમેરાઓથી પુસ્તકની ઉપયોગિતામાં વૃદ્ધિ થશે અને ગૂજરાતી આલમ પહેલાંની માફક જ તેને અપનાવશે.

અમદાવાદ
ચૈત્ર શુદિ ૧૪, સોમ
સં. ૧૯૭૯

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક

## ત્રીજી આવૃત્તિની
## પ્રસ્તાવના

આ પુસ્તકની બીજી આવૃત્તિ પણ આશરે દશેક માસમાં ખપી ગઈ તે માટે ગૂજરાતી વાચકવર્ગનો હું ફરીથી આભાર માનું છું.

આ આવૃત્તિમાં ગયાજીની મહાસભાનાં પાંચ હિન્દી ગીતો ઉમેર્યાં છે; તેમ જ કેટલાંક જૂનાં ગૂજરાતી ગીતો કાઢી નાખી તેમને બદલે નવાં ગૂજરાતી ગીતો દાખલ કર્યાં છે. ગૂજરાતી ગીતોની તારવણી કરી એમાં યથાયોગ્ય ફેરફાર કરવા માટે, હું મારા મિત્ર, અધ્યાપક રામનારાયણ પાઠકનો આભારી છું.

અમદાવાદ
મહા શુદિ, ૧૫ ગુરુ
સં. ૧૯૭૯

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક

# શ્રી કરસનદાસ માણેકની કૃતિઓ

## પ્રગટ થએલ

**· કાવ્ય ·**

ખાખના પોયણાં
આલબેલ
વૈશંપાયનની વાણી
મહોબતને માંડવે

**· નવલિકાસંગ્રહ ·**

માલિની

**· પ્રકીર્ણ ·**

આઝાદીની યજ્ઞજ્વાળા

**· અનુવાદો ·**

મુક્તધારા
બે બાળનાટકો

## હવે પછી

વિદાય અને બીજાં કાવ્યો (કાવ્ય)
વૈશંપાયનની વાણી ભા. ૨ (કાવ્ય)
અહો રાયજી સુણીએ (કાવ્ય)
પ્રતિમા (નવલકથા)
ચિત્રલેખા (લઘુકથા)
મધુરજની (નવલિકાસંગ્રહ)
કળીઓ અને કુસુમો (નિબંધિકાસંગ્રહ)
ભાવનાની ભીતરમાં (નાટિકાસંગ્રહ)
રેખાચિત્રો (સાહિત્યના પચ્ચીસ જ્યોતિર્ધરોના)

# અ નુ ક્ર મ ણિ કા


| ગીતનું નામ | લેખક | પૃષ્ઠ |
|---|---|---|
| **બંગાળી** | | |
| ૧ બન્દે માતરમ્ | બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાય | ૩ |
| ૨ અયિ ભુવન-મનો-મોહિની | રવીન્દ્રનાથ ઠાકુર | ૫ |
| ૩ તુમિ તો મા સેઈ | દ્વિજેન્દ્રલાલરાય | ૬ |
| ૪ આમાર દેશ | ,, | ૮ |
| ૫ આમાર જન્મભૂમિ | ,, | ૧૧ |
| ૬ જય હે ! | રવીન્દ્રનાથ ઠાકુર | ૧૩ |
| ૭ એકલા ચલો રે | ,, | ૧૫ |
| ૮ નવ વત્સરેર પણ | ,, | ૧૭ |
| **હિન્દુસ્તાની** | | |
| ૧ સરફરોશી કી તમન્ના | બિસ્મિલ | ૨૧ |
| ૩ મેરા વતન વહી હય | ઇકબાલ | ૨૨ |
| ૪ સારે જહાંસે અચ્છા | ,, | ૨૪ |
| ૫ મેરે લિયે હૈ | જવહર | ૨૫ |
| ૬ મૈયાદ | કયસર દહેલવી | ૨૭ |
| ૭ તેરા | | ૨૯ |
| ૮ હિન્દોસ્તાં તેરા | | ૩૦ |
| ૯ કરકે દિખા દેંગે | અસલમ | ૩૧ |
| ૧૦ ખાકે હિન્દ | | ૩૨ |

| ગીતનું નામ | લેખક | પૃષ્ઠ |
|---|---|---|
| **હિન્દી** | | |
| ૧ કર્મયુગ | સત્યદેવ | ૩૭ |
| ૨ ભારતદેશ | માધવ | ૩૮ |
| ૩ યે ભારતવર્ષ હમારા હૈ | ,, | ૩૯ |
| ૪ હમારા વિશ્વાસ | ,, | ૪૧ |
| ૫ બારડોલી ! | મૈથિલીશરણ ગુપ્ત | ૪૨ |
| ૬ કૌમી ગજલ | નિશ્ચલ | ૪૪ |
| ૭ શહીદાને દેહલી | ,, | ૪૬ |
| ૮ દરબદરા ઔર મુહર્રમ | ,, | ૪૯ |
| ૯ અય માતૃભૂમિ તેરે | ઇન્દ્ર | ૫૨ |
| ૧૦ મર્દો કો નેક કામ મેં | | ૫૩ |
| ૧૧ અભિલાષા | માધવ | ૫૪ |
| ૧૨ કદી નહિ હારના | ચૌધરી | ૫૬ |
| ૧૩ પ્યારા વતન હમારા | | ૫૭ |
| ૧૪ યે સિર જાવે તો જાવે | જયંત આચાર્ય | ૫૮ |
| **ગુજરાતી** | | |
| ૧ જય જય ગરવી ગુજરાત | કવિ નર્મદ | ૬૧ |
| ૨ ગુણવંત ગુજરાતી | ખબરદાર | ૬૩ |
| ૩ ગુજરાત | કવિ ન્હાનાલાલ | ૬૫ |
| ૪ ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! | ખબરદાર | ૭૦ |
| ૫ મોરી ગુજરાત | ઉમાશંકર જોશી | ૭૫ |
| ૬ ગુજ'રી કુંજે | હરિસનદાસ માણેક | [illegible] |
| ૭ મારી જન્મભૂમિ | સ્વ. નવલરામ | ૭૮ |
| ૮ માડીની ઝૂંપડી | સ્વ. ઝવેરભાઈ પટેલ | ૮૦ |

| | ગીતનું નામ | લેખક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૯ | જન્મભૂમિનુ જયમંગલ | લલિત | ૮૨ |
| ૦ | અમારો દેશ | ખબરદાર | ૮૩ |
| ૧ | ગુજરાતનો યજ્ઞકુંડ | ,, | ૮૬ |
| ૨ | ભારતમાતા અને તેના કવિઓ | ,, | ૮૮ |
| ૩ | વીરની વિદાય | ન્હાનાલાલ | ૯૦ |
| ૪ | હિંદનું ભવિષ્ય | વિહારી | ૯૩ |
| ૫ | શકુનની ઘડીઓ | ન્હાનાલાલ | ૯૫ |
| ૬ | ગુર્જરવીર | રમણલાલ દેસાઇ | ૯૬ |
| ૭ | વંદન જય ગૂજરાત | અચુભાઇ રાવત | ૯૮ |
| ૮ | રત્નહરણ | ખબરદાર | [illegible] |
| ૯ | અમે તો ભરતભૂમિના બાળ | વસંતવિનોદી | ૧[illegible] |
| ૦ | જગાવો ભારતને કિરતાર ! | કેશવ હ. શેઠ | ૧૦૩ |
| ૧ | જય જય મા મ્હારી | બળવંતરાય ક. ઠાકોર | [illegible] |
| ૨ | એ જોગીરાજ | કેશવ [illegible] શેઠ | [illegible] |
| ૩ | એ કોણ ? | ગોકુળદાસ રાયચૂરા | ૧૦૯ |
| ૪ | ધન્ય ભૂમિ | ,, | ૧૧૦ |
| ૫ | ક્યારે ? | વસંત | ૧૧૧ |
| ૬ | આત્મશ્રદ્ધા | કલ્યાણજી | ૧૧૩ |
| ૭ | રૂડો રંગીલો રેંટિયો | હંસ | ૧૧૫ |
| ૮ | મારો રેંટિયો | મનોહર | ૧૧૭ |
| ૯ | દેવીનું ખપ્પર | ખબરદાર | ૧૧૯ |
| ૦ | ખાંડાની ધારે | ,, | ૧૨૧ |
| ૧ | ભારતી વીરનું કૂચગીત | ,, | ૧૨૫ |
| ૨ | વીરનું સ્વરૂપશોધન | ,, | ૧૨૭ |
| ૩ | ફરી ભારત બનાવી દો ! | પરિમલ | ૧૨૮ |
| ૪ | આરતી | સીતારામ શર્મા | ૧૨૯ |

| ગીતનું નામ | લેખક |
|---|---|
| ૩૫ ઝંડાવંદન | ઝવેરચંદ મેઘાણી |
| ૩૬ અંતરની આહ | ,, |
| ૩૭ છેલ્લો કટોરો | ,, |
| ૩૮ માતા તારો, બેટડો આવે ! | ,, |
| ૩૯ છેલ્લી સલામ | ,, |
| ૪૦ રણગીત | સુન્દરમ્ |
| ૪૧ પ્રાણ જાગે | જીવનલાલ જાની |
| ૪૨ હિન્દુસ્તાનમાં | કરસનદાસ માણેક |
| ૪૩ એકલો જાને રે | મહાદેવભાઈ |
| ૪૪ માનાં દર્શન | कोलक |
| ૪૫ નૂતન યુગનો પાર્થ | સુન્દરજી બેટાઈ |
| ૪૬ માતનો બેટો | સ્નેહરશ્મિ |
| ૪૭ એ ભવ્ય ડોસા | હરિહર ભટ્ટ |
| ૪૮ કોણ ? | રતુભાઈ દેસાઈ |
| ૪૯ ત્રણ ચિતા | કરસનદાસ માણેક |
| ૫૦ છેલ્લી પ્રાર્થના | ઝવેરચંદ મેઘાણી |


❈

## ૧. બન્દે માતરમ્

સુજલામ્ સુફલામ્ મલયજશીતલામ્
શસ્યશ્યામલામ્ માતરમ્ !

શુભ્રજ્યોત્સ્ના – પુલકિત – યામિનીમ્
પુલ્લ – કુસુમિત –દ્રુમદલ – શોભિનીમ્
સુહાસિનીમ્ સુમધુરભાષિણીમ્
સુખદામ્ વરદામ્ માતરમ્ !

ત્રિંશકોટિકંઠ– કલકલ – નિનાદ–કરાલે
દ્વિત્રિંશકોટિભુજૈ ર્ધૃત ખર કરવાલે
અબલા કેન મા એતો બલે !
બહુબલ ધારિણીમ્, નમામિ તારિણીમ્
રિપુદલવારિણીમ્ માતરમ્ !

તુમિ વિદ્યા, તુમિ ધર્મ,
તુમિ હૃદિ, તુમિ મર્મ,
ત્વં હિ પ્રાણાઃ શરીરે !

બાહુતે તુમિ મા શક્તિ,
હૃદયે તુમિ મા ભક્તિ,
તોમારઇ પ્રતિમા ગડી'
મન્દિરે મન્દિરે !

ત્વંહિ દુર્ગા દશપ્રહરણધારિણી
કમલા કમલદલવિહારિણી
વાણી વિદ્યાદાયિની
નમામિ ત્વામ્ !

નમામિ કમલામ્, અમલામ્, અતુલામ્
સુજલામ્ સુફલામ્ માતરમ્ !
બન્દે માતરમ્

શ્યામલામ્ સરલામ્ સુસ્મિતાં ભૂષિતામ્
ધરણીમ્ ભરણીમ્ માતરમ્ !
બન્દે માતરમ્ !

બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાય

## ૨. અયિ ભુવન–મનો–મોહિનિ !

અયિ ભુવન–મનો–મોહિનિ !
અયિ નિર્મલ–સૂર્ય–કરોજ્જ્વલ–ધારિણિ !
જનક–જનની–જનનિ !

નીલસિન્ધુજલ–ધૌતચરણતલ,
અનિલવિકમ્પિતશ્યામલઅંચલ,
અંબર[1]ચુમ્બિતભાલહિમાચલ,
શુભ્ર–તુષાર[2]–કિરીટિનિ !

પ્રથમ પ્રભાત ઉદય તવ ગગને,
પ્રથમ સામરવ તવ તપોવને,
પ્રથમ પ્રચારિત તવ વનભવને
જ્ઞાન ધર્મ કત[3] પુણ્યકાહિની !

ચિર કલ્યાણમયી તુમિ ધન્ય,
દેશ વિદેશે વિતરિછો[4] અન્ન,
જાહ્નવી–જમુના–વિગલિત[5]–કરુણા
પુણ્ય–પીયૂષ–સ્તન્ય–વાહિની !

રવીન્દ્રનાથ ઠાકુર

---

૧ આકાશ ૨ બરફ ૩ કેટલી ૪ [illegible] છે ૫ [illegible] છે

## ૩. તુમિ તો મા સેઇ

તુમિ તો મા સેઇ,[1] તુમિ તો મા સેઇ;
ચિરગરીયેસી ધન્યા અયિ મા !
આમરા[2] શુધુઇ[3] હોયેછિ મા હીન,
હારાયે છિ, સબ બિભવ મહિમા !
તુમિ તો મા આછો તેમનિ[4] પૂજ્ય,
આમરાઇ શુધુ હોયેછિ તુચ્છ,
આપનાર[5] ઘરે હોયેછિ મા પર,
જાનિ ના કિ પાપે એ તાપ સહિ મા !

એખનઓ[6] તોમાર ગગન સુનીલ
ઉજ્જવલ તપન–તારક ચન્દ્રે,
એખનઓ તોમાર ચરણે ફેનિલ
જલધિ ગરજે જલદમન્દ્રે,[7]
એખનઓ ભેદી હિમાદ્રિજંઘા
ઉછલી જાઇ છિ જમુના ગંગા,
સ્નેહ—સુધારાશિ ઢાલિયા શતધા
તોમાર હૃદયે જાઇ છિ બહિ મા !

---

૧ તે જ, ૨ અમે, ૩ કેવળ જ, ૪ તેવી જ, ૫ પોતાના, ૬ હજી
૭ મેઘગર્જના સમ,

તુમિ તો મા સેઇ "સુજલા સુફલા"
એખનઓ હરષે ભાષાય નેત્રેઃ
પુષ્પ તોમાર શ્યામલ[8] કુંજે,
શસ્ય[9] તોમાર શ્યામલ ક્ષેત્રે,
તોમાર બિભવે પૂર્ણ બિશ્વઃ
આમરા[10] દુઃખી આમરા નિઃસ્વ.[11]
તુમિ કિ કરિબે ? તુમિ તો મા,
સેઇ મહિમા ગરિમા પુણ્યમયી મા !

દ્વિજેન્દ્રલાલરાય.

---

૮ પૈસા, ૯ ધાન્ય, ૧૦ અમે, ૧૧ દરિદ્ર

## ૩. તુમિ તો મા સેઇ

તુમિ તો મા સેઇ,[૧] તુમિ તો મા સેઇ;
ચિરગરીયસી ધન્યા અયિ મા !
આમરા[૨] શુધુઇ[૩] હોયેછિ મા હીન,
હારાયે છિ, સબ બિભવ મહિમા !
તુમિ તો મા આછો તેમનિ[૪] પૂજ્ય,
આમરાઇ શુધુ હોયેછિ તુચ્છ,
આપનાર[૫] ઘરે હોયેછિ મા પર,
જાનિ ના કિ પાપે એ તાપ સહિ મા !

એખનઓ[૬] તોમાર ગગન સુનીલ
ઉજ્જ્વલ તપન–તારક ચન્દ્રે,
એખનઓ તોમાર ચરણે ફેનિલ
જલધિ ગરજે જલદમન્દ્રે,[૭]
એખનઓ સેઇ હિમાદ્રિ જંઘા
ઉછલી જાઇ છિ જંમુના ગંગા,
સ્નેહ—સુધારાશિ ઢાલિયા શતધા
તોમાર હૃદયે જાઇ છિ બહિ મા !

૧ તે જ, ૨ અમે, ૩ કેવળ જ, ૪ તેવી જ, ૫ પોતાના, ૬ હજુએ,
૭ મેઘમંડળના સમ,

તુમિ તો મા સેઇ “ સુજલા . સુફલા ”
    એખનઓ હરષે ભાષાય નેત્રેઃ
પુષ્પ તોમાર શ્યામલ[૮] કુંજે,
    શસ્ય[૯] તોમાર શ્યામલ ક્ષેત્રે,
તોમાર બિભવે પૂર્ણ બિશ્વઃ
    આમરા[૧૦] દુઃખી આમરા નિઃસ્વ.[૧૧]
તુમિ કિ કરિબે ? તુમિ તો મા,
    સેઇ મહિમા ગરિમા પુણ્યમયી મા !

દ્વિજેન્દ્રલાલરાય.

---

૮ પ્રેમ, ૯ ધાન્ય, ૧૦ અમે, ૧૧ દરિદ્ર

## ૪ આમાર દેશ

અંગ આમાર, જનની આમાર,
ધાત્રી આમાર, આમાર દેશ !
કેન[1] ગો[2] મા તોર શુષ્ક નયન,
કેન ગો મા તોર રૂક્ષ[3] કેશ !
કેન ગો મા તોર ધુલાય[4] આસન,
કેન ગો મા તોર મલિન બેશ !
સપ્ત કોટિ સન્તાન જાર,
ડાકે[5] ઉચ્ચે આમાર દેશ.

વૃન્દગીત

કિસેર[6] દુઃખ, કિસેર દૈન્ય,
કિસેર લજ્જા, કિસેર કલેશ !
સપ્ત કોટિ મિલિત કણ્ઠે
ડાકે ઉચ્ચે આમાર દેશ !

ઉદિલ[7] જેખાને[8] બુદ્ધ-આત્મા
મુક્ત કરિલ[9] , મોખખદ્વાર,
આજિ ઓ જુડિયા અર્દ્ધ જગત્
ભક્તિ-પ્રણત ચરણ તાર !

---

૧ કેમ, ૨ હે, ૩ સૂકા, ૪ ધૂળ પર, ૫ સાદ પાડે છે, ૬ શેનું, ૭ ઊગ્યો. ૮ જ્યાં, ૯ કર્યાં.

અશોક જાહાર[૧૦] કીર્તિ છાઇલ,
ગાન્ધાર હ'તે[૧૧] જલધિ શેષ,
તુઇત[૧૨]ના મા! ગો તાહેર જનની!
તુઇત ના મા ! ગો તાહેર દેશ!

વૃન્દગીત

કિસેર દુ.ખ ઇત્યાદિ.

એકદા જાહાર બિજય-સેનાનિ,
હેલાય[૧૩] લંકા કરિલ જય,
એકદા જાહાર અર્ણબ[૧૪] પોત[૧૫]
ભ્રમિલ ભારત સાગરમય;
સન્તાન જાહાર તિબ્બત ચીન
જાપાને ગઠિલ[૧૬] ઉપનિવેશ[૧૭];
તાર[૧૮] કિ સાજે ગો ધુલાય આસન
તાર કિ સાજે ગો છિન્ન બેશ!

વૃન્દગીત

કિસેર દુ:ખ ઇત્યાદિ.

ઉઠિલ જેખાને મુરજ મન્દ્રે[૧૯]
નિમાઇ કણ્ઠે મધુર તાન,
ન્યાયેર બિધાન દિલ[૨૦] રઘુમણિ,
ચણ્ડિદાસ ગાહિલ ગાન !

---

૧૦ જેની, ૧૧ થી, ૧૨ તું જ, ૧૩ સહેલાઈથી, ૧૪ સમુદ્ર, ૧૫ નૌકા–જલયાન, ૧૬ સ્થાપ્યાં હતાં, ૧૭ સંસ્થાનો ૧૮ તેને, ૧૯ મૃદંગ–ઢોલ ૨૦ દીધું.

સુદ્ધ  કરિલ  પ્રતાપાદિત્ય,
 તુઇ ના મા  સેઇ ધન્ય  દેશ !
ધન્ય આમરા, જદિ એ શિરાય[21]
 થાકે[22]  તાદેર  રક્ત  લેશ !

ધૂન્દગીત

કિ સેર દુઃખ  ઇત્યાદિ.

જદિ ઓ મા તોર દિવ્ય આલોક[23]
 ઘેરે' આછે[24] આજિ આન્ધાર ઘોર,
કેટે[25] જાબે મેઘ, નવીન ગરિમા
 ભાતિબે[26] આબાર[27]લલાટે તોર !
આમરા ઘુચાબ[28]મા ! તોર કાલિમા[29] !
 માનુષ આમરા, નાહિ ત મેષ[30] !
દેવી આમાર, સાધના આમાર,
 સ્વર્ગ આમાર, આમાર દેશ !

ધૂન્દગીત

કિસેર દુઃખ ઇત્યાદિ.

દ્વિજેન્દ્રલાલ રાય.

---
૨૧ નાડીમાં, ૨૨ હોય, ૨૩ પ્રકાશ, ૨૪ ઘેરી રહ્યાં છે, ૨૫ ભેદાશે. ૨૬ પ્રકાશશે, ૨૭ હવે, ૨૮ ફેડશું, ૨૯ કલંક, ૩૦ મેંઢા

## ૫. આમાર જન્મભૂમિ

ધન–ધાન્ય–પુષ્પભરા આમાદેર એઇ વસુન્ધરા,
તાહાર[1] માઝે[2] આછે દેશ એક સકલ દેશેર સેરા;[3]
ઓ સે સ્વપ્ન દિયે તૈરી સે દેશ, સ્મૃતિ દિયે ઘેરા!

વૃન્દગીત

એમન[4] દેશટિ કોથાય[5] ખુંજે[6] પાબે નાકિ તુમિ,
સકલ દેશેર રાણી સે જે આમાર જન્મભૂમિ!

ચન્દ્ર સૂર્ય ગ્રહ તારા કોથાય ઉજલ એમન ધારા!
કોથાય એમન ખેલે તડિત્,[7] એમન કાલો મેઘે!
તાર પાખીર ડાકે ઘુમિયે ઉઠિ, પાખીર ડાકે જેગે.[8]

વૃન્દગીત

એમન દેશટી કોથાય ઇત્યાદિ

એમન સ્નિગ્ધ નદી કાહાર[9] કોથાય એમન ધૂમ્ર પાહાડ!
કોથાય એમન હરિત્[10] ક્ષેત્ર આકાશ તલે મિશે!
એમન ધાનેર[11] ઉપર ઢઉ ખેલે જાય વાતાસ[12] કાહાર દેશે!

વૃન્દગીત

એમન દેશટી કોથાય ઇત્યાદિ.

---

૧ તેની, ૨ વચ્ચે, ૩ શિરોમણિ, ૪ આવો, ૫ ક્યાં, ૬ શોધ્યે, ૭ વિજળી
૮ જાગે, ૯ કોની, ૧૦ દરિયાળાં, ૧૧ ધાનની, ૧૨ વાયુ

પુષ્પે પુષ્પે ભરા શાખી;[13] કુંજે કુંજે ગાહે પાખી,
ગુંજરિયા આસે[14] અલિ[15] પુંજે પુંજે ધેયે,—
તાર પુલેર ઉપર ઘુમિયે પડે પુલેર મધુ ખેયે।[16]

ધ્રુવગીત

એમન દેશટી કોથાય ઇત્યાદિ.

ભાયેર માયેર એત સ્નેહ કોથાય ગેલે[17] પાબે કેહ!
—ઓ ગો તોમાર ચરણ દુટિ[18] વક્ષે આમાર ધરિ,
આમાર એઇ દેશે તે જન્મ જેન[19] એઇ દેશે જેન મરિ!

ધ્રુવગીત

એમન દેશટી કોથાય ઇત્યાદિ.

દ્વિજેન્દ્રલાલ રાય.

## ૬. જય હે!

*જનગણમનઅધિનાયક જય હે, ભારતભાગ્યવિધાતા*

પંજાબ સિન્ધુ ગુજરાત મરાઠા, દ્રાવિડ ઉત્કલ બંગ;
વિન્ધ્ય હિમાચલ જમુના ગંગા, ઉચ્છલ જલધિ તરંગ;
તવ શુભ નામે જાગે,
તવ શુભ આશિષ માગે,
ગાહે તવ જય ગાથા!
જનગણમંગલદાયક જય હે, ભારતભાગ્યવિધાતા!
જય હે! જય હે! જય હે!
જય જય જય જય હે!

અહરહ[1] તવ આહ્વાન પ્રચારિત, શુનિ તવ ઉદાર બાણી;
હિન્દુ, બૌદ્ધ, શીખ, જૈન, પારસીક, મુસલમાન, ખ્રિસ્તાની.
પૂરબ પશ્ચિમ આશે,
તવ સિંહાસન પાસે,
પ્રેમહાર હય[2] ગાથા.
જનગણઐક્યવિધાયક જય હે, ભારતભાગ્યવિધાતા.
જય હે! જય હે! જય હે!
જય જય જય જય હે! ૨

પતન અભ્યુદય બંધુલ[3] પંથા જુગ જુગ ધાવત[4] જાત્રી,
હે ચિર સારથી તવ રથચક્રે મુખરિત[5] પથ દિનરાત્રિ,

૧ દિનપ્રતિદિન, ૨ છે, ૩ સુગમ, ૪ ધાય છે, ૫ ગાજે છે,

દારુણ વિપ્લવ [૬]માઝે,
તવ શંખધ્વનિ બાજે
સંકટ દુઃખ ત્રાતા,
જનગણપથપરિચાયક જય હે, ભારતભાગ્યવિધાતા.
જય હે! જય હે! જય હે!
જય જય જય જય હે!

ઘોર તિમિર ઘર નિબિડ નિશીથે[૭] પીડિત મૂર્છિત દેશે,
જાગૃત છિલ[૮] તવ અવિચલ મંગલ નત[૯] નયને અનિમેષે,
દુઃસ્વપ્ને [૧૦]આતંકે,
રક્ષા કરિલે અંકે,
સ્નેહમયી તુમિ માતા,
જનગણદુઃખનિવારક જય હે, ભારતભાગ્યવિધાતા.
જય હે! જય હે! જય હે!
જય જય જય જય હે!

રાત્રિ પ્રભાતિલ ઉદિલ રવિચ્છબિ પૂર્વ ઉદય ગિરિભાલે,
ગાહે વિહંગમ પુણ્ય સમીરણ[૧૧] નવજીવન રસ ઢાળે,
તવ કરુણારુણ[૧૨] [૧૩]રાગે,
નિદ્રિત ભારત જાગે,
તવ ચરણે નત માથા,
જય જય જય હે જય રાજેશ્વર ભારતભાગ્યવિધાતા!
જય હે! જય હે! જય હે!
જય જય જય જય હે! ૫

—રવીન્દ્રનાથ ઠાકુર

---

૬ મધ્યે, ૭ મધરાતે, ૮ હતો, ૯ નમેલાં, ૧૦ રોગમાં, ૧૧ પવન, ૧૨ કરુણાથી લાલ થએલી, ૧૩ રંગ

## ૭. એકલા ચલો રે !

જદિ તોર ડાક[૧] શુને કેઓ[૨] ના આસે,[૩]
તોબે[૪] એકલા ચલો રે !
એકલા ચલો, એકલા ચલો,
એકલા ચલો રે—જદિ૦

જદિ કેઓ કથા[૫] ના કોય[૬]
ઓરે[૭] ઓરે ઓ અભાગા,
કેઓ કથા ના કોય,
જદિ સબાઇ થાકે મુખ ફિરાયે
સબાઇ કરે ભય—
તોબે પરાણ[૮] ખુલે,
ઓ તુઇ મુખ ફુટે તોર મનેર કથા,
એકલા બોલો રે !—જદિ૦

જદિ સબાઇ ફિરે જાય—
ઓરે ઓરે ઓ અભાગા,
સબાઇ ફિરે જાય;
જદિ ગહન પથે જાબાર[૯] કાલે
કેઓ ફિરે ના ચાય[૧૦]—
તોબે પથેર[૧૧] કાંટા.

---

૧ સાદ; ૨ કોઇ; ૩ આવે; ૪ તોપણ; ૫ વાત; ૬ કહે, ૭ અરે; ૮ પ્રાણ; ૯ જતાં; ૧૦ જુએ; ૧૧ પથના;

ઓ તુઇ રક્તમાખા ચરણ તલે
એકલા દલો રે !—જદિ૦

જદિ આલો[૧૨] ના ઘરે—
ઓરે ઓરે ઓ અભાગા,
આલો ના ઘરે,
જદિ ઝડ બાદલે[૧૩] આંધાર રાતે
દુવાર[૧૪] હેય ઘરે—
તોબે વજ્રાનલે
આપન બુકેર[૧૫] પાંજર[૧૬] જાલિયે[૧૭] નિયે
એકલા જલો રે !—જદિ૦

—રવીન્દ્રનાથ ઠાકુર

---

૧૩ પ્રકાશ, ૧૪ આંધી; ૧૫ દ્વાર; ૧૬ હ્રદયનું, ૧૭ પીંજર; ૧૮ જલાવીને

## ૯. નવ વત્સરેર પણ

નવ વત્સરેર[1] કરિલામ પણ
લોબો[2] સ્વદેશેર દીક્ષા,
તવ આશ્રમે, તોમાર ચરણે,
હે ભારત લોબો શિક્ષા.

પરેર[3] ભૂષણ, પરેર વસન,
ત્યાગિબો આજ પરેર અશન,
જદિ હોઇ દીન, ના હોઇબો હીન,
છાડિબો[4] પરેર ભિક્ષા.

નવ વત્સરેર કરિલામ પણ
લોબો સ્વદેશેર દીક્ષા.

ના થાકે[5] પ્રાસાદ, આછે તો કુટીર
કલ્યાણિ સુપવિત્ર;
ના થાકે નગર, આછે તો વન
ફલે ફુલે સુવિચિત્ર;
તોર હોતે[6] જત[7] દૂરે ગેછિ સરે[8]
તોમારે દેખેછિ તત[9] છોટો કરે;
કાછે[10] દેખિ આજ હે હૃદયરાજ,
તુમિ પુરાતન મિત્ર;
હે તાપસ તવ પર્ણકુટીર
કલ્યાણિ સુપવિત્ર.

---

૧ વરસની; ૨ લઇશ; ૩ પરનું; ૪ છાંડીશ, ૫ હેય ૬ થી; ૭ જેટલે;
૮ સરી ૯ તેટલો ૧૦ પાસે;

પરેર વાક્યે તব[11] પર હોયે
  દિયેછિ પેયેછি[12] લજ્જા,
તોમાર ભુલિતે ફિરાયેછિ મુખ,
  પેરેછિ[13] પરેર સজ્જা.
કિછુ[14] નાહિ ગણિ, કિછુ નાહિ કહિ,
  જપિછિ મન્ત્ર અન્તરે રહિ,
તব સનાતન ધ્યાનેર આસન
  મોદેર અસ્થિ મজ્জা.
પરેર ભુલિતે તોમાર ભુલિતે
  દિયેછિ પેયેછિ લજ્જા.
સે સકલ લાજ ત્યાગિબો[15] આજ,
  લોઇબો તોમાર દીક્ષા.
તব પદતલે બસિયા વિરલે[16]
  શિખિબો તોમાર શિક્ષા.
તોમાર ધર્મ, તોમાર કર્મ,
  તব મન્ત્રેર ગભીર મર્મ,
લોઇબો તુલિયા,[17] સકલ ભુલિયા,
  છાડિયા પરેર ભિક્ષા;
તব ગૌરવે ગરব માનિબો,
  લોઇબો તોમાર દીક્ષા.

—રવીન્દ્રનાથ ઠાકુર

---

૧૧ તુથી; ૧૨ લીધી છે; ૧૩ પહેરી છે; ૧૪ કંઇ; ૧૫ ત્યાગીશ; ૧૬ વિરલ સ્થાને; ૧૭ ઉપાડીને.

## ૧. સરફરોશી કી તમન્ના

સરફરોશીકી તમન્ના[૧] અબ હમારે દિલમેં હય,
દેખના હૈ જોર કિતના બાઝુ–એ[૨]–કાતિલમેં હય!

રહરવે[૩]–રાહે–મહબ્બત રહ ન જાના રાહમેં,
લિઝઝતે–સહરાન–વર્દી[૪] દૂ–રિ–એ–મંઝિલમેં હય.

આજ ફિર મકતલમેં[૫] કાતિલ કહ રહા હૈ બાર બાર,
ક્યા તમન્ના–એ–શહાદત[૬] ભી કિસી કે દિલમેં હય?

અય શહીદે–મુલ્કોમિલ્લત મૈં તેરે ઉપર નિસાર,
અબ તેરી હિમ્મતકા ચર્ચા ગૈર[૮] કી મહફિલમેં હય.

વક્ત આને દે બતાદેંગે તુઝે અય આસમાં![૯]
હમ અભી સે ક્યા બતાએં ક્યા હમારે દિલમેં હય.

અબ ન પહેલે વલવલે[૧૦] હૈં ઔર ન અરમાનોંકી[૧૧] ભીડ,
સિર્ફ મિટ જાનેકી હસરત[૧૨] યક દિલે–બિસ્મિલમેં હય.

—બિસ્મિલ

---

૧ ઇચ્છા–મુરાદ; ૨ જુલ્મગારનાં બાવડાં; ૩ મુસાફિર; ૪ સહેરાગર્દ;
૫ કતલખાનામાં; ૬ કુરબાની; ૭ ફરી; ૮ બીજાઓની; ૯ દુશ્મન–આકાશ.
૧૦ વલવલાટ; ૧૧ મુરાદો; ૧૨ ઇચ્છા.

## ૩. મેરા વતન વહી હય

નાનકને જિસ ચમન[1] મેં વહદત[2]કા ગીત ગાયા,
ચીશ્તીઉને જિસ ઝમીંમેં પયગામે–હક[4] સુનાયા;
તાતારીયુંને જિસ કો અપના વતન બનાયા,
જિસને હજાઝીયુંસે દશ્તે–અરબ છુડાયા!
મેરા વતન વહી હય! મેરા વતન વહી હય!

સારે જહાં કો જિસને ઇલ્મો હુનર દિયા થા,
યુનાનીયોં કો જિસને હયરાન કર દિયા થા;
મટ્ટીકો જિસકી હકને ઝર[5]કા અસર દિયા થા,
તુર્કીકા જિસને દામન[6] હીરોં સે ભર દિયા થા!
મેરા વતન વહી હય, મેરા વતન વહી હય.

ટૂટે થે જો સિતારે ફારેસ કે આસમાં સે,
ફિર તાબ દે કે જિસને ચમકાએ કેહકશાં[7] સે;
વહદતકી નય[8] સુની થી દુનિયાને જિસ મકાં સે,
મીરે અરબ કો આઇ ઠંડી હવા જહાં સે!
મેરા વતન વહી હય, મેરા વતન વહી હય.

---

૧ બાગ; ૨ એકતા; ૩ ખ્વાજા ચિશ્તી; ૪ સત્યનો સંદેશો; ૫ સોનું; ૬ છેડો; ૭ આકાશગંગા; ૮ બંસી; ૯ હઝરત મહમદ (સ૦૦);

અન્દે કલીમ[૧૦] જીસકે પરબત જહાં કે સીના,[૧૧]
નુહે નબી[૧૨] કા ઠયરા આ કર જહાં સફીના;[૧૩]
રફઅત[૧૪] હય જિસ ઝમીંકી બામે ફલકકા[૧૫] ઝીના,[૧૬]
જન્નતકી ઝીન્દગી હય જિસકી ફિઝાં[૧૭] મેં જીના!
મેરા વતન વહી હય! મેરા વતન વહી હય!

ગૌતમ કા જો વતન હય, જાપાન કા હરમ[૧૮] હય,
ઇસા કે આશકોં કા છોટા યેરૂસલમ હય;
મદફૂન[૧૯] જિસ ઝમીંમેં ઇસ્લામ કા હશમ[૨૦] હય,
હર ફૂલ જિસ ચમનકા ફિરદૌસ હય ઇરમ[૨૧] હય!
મેરા વતન વહી હય મેરા વતન વહી હય.

—ઇકબાલ.

---

૧૦ મોસીસ–મુસા; ૧૧ પર્વતનું નામ; ૧૨ પયગમ્બરનું; ૧૩ નાવ; ૧૪ ગૌરવ; ૧૫ આકાશની અગાશી; ૧૬ સીડી; ૧૭ છાયા; ૧૮ પુણ્યધામ; ૧૯ દફન થયેલું છે; ૨૦ કીર્તિ ૨૧ સ્વર્ગ.

## ૪. સારે જહાંસે અચ્છા

.... ..'હાંસે અચ્છા હિન્દુસ્તાં હમારા,
હમ બુલબુલેં હૈ ઉસ્કી વહ ગુલિસ્તાં[૧] હમારા.

ગુરબતમેં[૨] હો અગર હમ રહતા હય દિલ વતનમેં,
સમઝો વહી હમેં ભી દિલ હો જહાં હમારા.

પરબત વહ સબસે ઉંચા હમસાયા[૩] આસમાંકા,
વહ સન્તરી હમારા, વહ પાસબાં હમારા.

ગોદીમેં ખેલતી હૈં જિસ્કી હઝારોં નદિયાં,
ગુલ્શન હય જિન્કે દમસે રશ્કે[૪] જિના હમારા.

અય આબે રૂદે[૫] ગંગા! વહ દિન હૈ યાદ તુઝકો,
ઉતરા તેરે કિનારે જબ કારવાં હમારા.

મઝહબ[૬] નહિં સિખાતા આપસમેં બૈર રખના,
હિન્દી હૈ હમ વતન હૈ હિન્દુસ્તા હમારા

યુનાનો મિસ્રો રૂમો[૭] સબ મિટ ગયે જહાંસે,
અબ તક મગર હય બાકી નામોનિશા હમારા

કુછ બાત હય કે હસ્તી મિટતી નહિં હમારી,
સદિયોં[૮] રહા હય દુશ્મન દવરે-ઝમાં[૯] હમારા.

ઇકબાલ! કોઇ મરહમ[૧૦] અપના નહિં જહાંમેં,
માલુમ કયા કિસીકો દર્દે નિહાં[૧૧] હમારા.

ઇકબાલ.

---

૧ બાગ, ૨ પરદેશ, ૩ પાડોશી, ૪ બળતરા, ૫ નદી, ૬ ધર્મ, ૭ રોમ ૮ સદીઓ, ૯ કાળચક્ર, ૧૦ દયા ખાનાર, ૧૧ છૂપુ.

## ૫. મેરે લિયે હૈ

તુમ યૂંહિ સમઝના કે ફના મેરે લિયે હૈ,
પર ગયબસે[1] સામાને બકા[2] મેરે લિયે હૈ.

પયગામ મિલાથા જો હુસેન ઈબ્ને અલિકો,
ખુશ હૂં વહી પયગામે કઝા[3] મેરે લિયે હૈ.

યહ હૂરે બહિશ્તીકી તરફસે હય બુલાવા[4],
લબ્બૈક![5] કે મકતલકા સિલા[6] મેરે લિયે હૈ.

ક્યું જાન ન દૂં ગમમેં તેરે, જબ કે અભીસે,
માતમ[7] યહ ઝમાને મેં બપા[8] મેરે લિયે હૈ.

મેં ખોકે તેરી રાહમેં સબ દૌલતે દુનિયા,
સમઝા કે કુછ ઇસકે ભી સિવા મેરે લિયે હૈ.

તૌહીદ[9] તો યહ હૈ કે ખુદા હશ્રમેં[10] કહ દે,
યહ બન્દા દો આલમસે ખફા[11] મેરે લિયે હૈ.

સુરખીમેં નહિ દસ્તે હિના[12] બસ્તાહ[13] ભી કુછ કમ,
પર સુર્ખિયે[14]–ખૂને–શહીદી[15] મેરે લિયે હૈ.

શાહી[16] હૂં મુસલ્માન બસદ નારયે તકબીર[17],
યહ કાફલા યહ બાંગે દરા[18] મેરે લિયે હૈ.

---

૧ છૂપી રીતે; ૨ અનતનો; ૩ મોત; ૪ તેડું, ૫ આવું છું! ૬ બદલો; પારિતોષિક ૭ શોક; ૮ ચડ્યું; ૯ એક્તા–પૂર્ણતા; ૧૦ કયામતના દિવસે; ૧૧ નાખુશ; ૧૨ મેંદીવાળો હાથ; ૧૩ લગાવેલો; ૧૪ લાલરંગ લાલચોળ; ૧૫ શહીદો–મરજીવા; ૧૬ મુસાફિર, ૧૭ અલ્લાહો અકબરના જયઘોષ; ૧૮ કાફલાનો ટહુકાર

ઇને આમકા ઉકબાકે[૧૯] તો પૂછના લયકીન,
દુનિયામેં ભી ઇસાંકા સિલા[૨૦] મેરે લિયે હૈ.

ક્યું ઐસે નબી[૨૧] પર ન ફિદા હૂઁ કે જો ફરમાયે,
અચ્છે તો સભી કે હૈ બુરા મેરે લિયે હૈ.

એ શાફએ મહશર![૨૨] જો કરે તૂ ન શફાઅત,
ફિર કૌન વહાં તેરે સિવા મેરે લિયે હૈ.

અલ્લાહ કે રાસ્તેહિ મેં મોત આયે મસીહા,
અકસીર યહી એક દુઆ મેરે લિયે હૈ.

એ ચારહગીરો![૨૩] ચારહગીરીકી નહિ હાજત,
યહ દર્દ હૈ, દારૂએ શફા[૨૪] મેરે લિયે હૈ.

કયા ડર હૈ? જો હો સારી ખુદાઇ[૨૫] ભી[૨૬] મુખાલિફ
કાફી[૨૭] હૈ અગર એક ખુદા મેરે લિયે હૈ.

જો સહોબતે અગિયારમેં[૨૮] ઇસ દર્જા હો[૨૯] બેબાક,
ઉસ શૂખકી[૩૦] સબ હિજમોહયા[૩૧] મેરે લિયે હૈ.

હૈ જુલ્મ બહુત આમ[૩૨] તેરા ફિર ભી સિતમગર,
મખસૂસ[૩૩] યહ અન્દાજે જફા[૩૪] મેરે લિયે હૈ.

યું તો ફિદા અબ્ર સિયાહ[૩૫] પર સભી મયકશ[૩૬],
પર આજકી ઘનઘોર ઘટા મેરે લિયે હૈ.

—જવહર*

---

૧૯ બીજી દુનિયાના; ૨૦ બદલા; ૨૧ પયગમ્બર; ૨૨ કયામતના રોજ સિફારસ કરનાર ૨૩ દુનિયાદારી લોકો; ૨૪ ઈલાજ, ૨૫ સૃષ્ટિ; ૨૬ સામે-વિરૂદ્ધ; ૨૭ બસ; ૨૮ અજાણ્યાઓ; ૨૯ નીડર; ૩૦ સતામણીની; ૩૧ શરમ-લાજ; ૩૨ સામાન્ય રીતે; ૩૩ ખાસ; ૩૪ સાર્વત્રિક જુલમ; ૩૫ કાળામેઘ; ૩૬ શરાબી-નિશાબાજ.

* મૌલાના મહમદઅલી-૯ મી ઑલ-ઇન્ડિયા-ખિલાફત કોન્ફરન્સમાં આ નઝમો ગવાઈ હતી.

## ૬. સૈયાદ*

---

ઉજાડ કર મેરા ગુલ્શનસે આશિયાં[1] સયાદ,
રહેગા તુભી ન દુન્યામેં શાદમાં[2] સૈયાદ! ૧

સંભલ! કે ગિરતી હૈ અબ તુઝપે બિજલીયાં સૈયાદ!
ગઈ હય આહે રસા[3] સુએ[4] આસમાં સૈયાદ! ૨

ઝબાને હાલસે કુછ તો હમેં ભી કહને દે,
ગલા ન ઘોંટ ઝરા ખોલ ઉંગ્લીયાં સૈયાદ! ૩

વફા શઆર[5] રહે તેરે જાંનિસાર રહે,
ઇસ આસ[6] પર કે તુ હય અપના[7] કદ્રદાં સૈયાદ! ૪

કરમકે[8] બદલે જો હોતા હય અબ સિતમ હમપર,
યહી થા કોલ તેરા, થી યહી ઝબાં સૈયાદ! ૫

સિલા[9] વફાકા તેરે દરસે યહ મિલા હમકો,
કે આજ લુટાતા હય હસ્તીકા કારવાં સૈયાદ! ૬

કસૂર કિસકા હય ખુદ સોચ લે ઝરા દિલમેં,
ઝમાના કિસ પે ઉઠાતા હય[10] ઉંગ્લીયાં સૈયાદ! ૭

---

* ૯ મી ઑલ-ઇન્ડિયા ખિલાફત કૉન્ફરન્સમાં આ ગઝલ ગવાઇ હતી.

૧ માળો; ૨ ખુશી; ૩ શિકારીની જાળો; ૪ ની તરફ; ૫ વફાદારી, ૬ આશા; ૭ અમારો; ૮ મહેરબાનીને; ૯ બદલો; ૧૦ કરે છે;

કુછ અપને વક્તકી ભી યાદગાર રહને દે,
મિટે હુવોંકા મિટાતા હય કયું નિશાં સયાદ ! ૮

યહ યાદ રખ કે ખુદાકો ભી મુંહ દિખાના હય,
સિતમ તો જો તેરા જી ચાહે કર યહાં સૈયાદ ! ૯

ખુદા કરે ન ફલે નખ્લે આરઝુ[૧૧] તેરા,
મિટાએ ગુલશને હિર્સોહિવા[૧૨] ખિઝાં[૧૩] સયાદ ! ૧૦

વહ દિન ગયે કિ હમે ઝિન્દગી કી હસરત[૧૪]થી :
પુઝુલ[૧૫] કત્લકી દેતા હય ધમકિયાં સયાદ ! ૧૧

ગઝબકી હય તેરી જાદુ બયાનીયાં[૧૬] કયસર
કે અપની ભુલ ગયા નસ્તરાનીયાં[૧૭] સયાદ ! ૧૨

—કયસર દેહલવી.

---

૧૧ આશિકનું બીજ; ૧૨ વિષય-તૃષ્ણા; ૧૩ પાનખરઋતુ; ૧૪ ઇચ્છા;
૧૫ ફોગટ; ૧૬ વર્ણન; ૧૭ ટંકાર.

## ૭. તેરા !*

લકબ[1] થા એકદિન હિન્દોસ્તાં જન્નતનશાં તેરા !
ઝમીંથી દામને ગુલ, આયના થા આસમાં તેરા !

ગુબાર[2] આલુદ[3] મતલા[4] આજકલ તેરા હૈ કયું આખર?
યહ મઝલુમોંકી[5] આહેં હૈં, કે છાયા હૈ ધુવાં તેરા !

હૈં સહરાએ[6] જહામેં ભેડ[7] બકરીકી તરહ અબ હમ,
મઆઝઅલ્લાહ ![8] લાયા રંગ યહ અમનોઅમાં[9] તેરા !

કફનકે વાસ્તે ભી હો ગયે મોહતાજ[10] ગેરોં કે,
હુવા બે દસ્તોપા[11] ઇસ તરહસે પીરો જવાં તેરા !

અસીરીમેં[12] રિહાઇકે[13] મઝે સબ ભૂલ બૈઠે હૈં,
કફસ સે[14] છુટકે ઉઠતા કબ હૈ મુર્ગે નાતવાં[15] તેરા !



---

૧ નામ–કીર્તિ; ૨ વટાળીઆથી; ૩ છવાએલો; ૪ પ્રકાશ, ૫ જુલમથી પીડિતોની, ૬ રણ, ૭ મેંઢા; ૮ પ્રભુ ના કરે; ૯ શાન્તિ; ૧૦ બીજાઓના; ૧૧ હાથપગ વિનાના; ૧૨ ગુલામીમા, ૧૩ છુટની–સ્વતંત્રતાની; ૧૪ પિંજરામાંથી; ૧૫ કમતાકાત હંસ

* ૩૬ મી રાષ્ટ્રીય મહાસભામા આ ગીત ગવાયું હતું.

## ૮. હિંદોસ્તાં તેરા !*

---

ઉઠ અય હિંદી કે હે દર અસ્લ[1] યહ હિંદોસ્તાં તેરા !
જો બેગાના[2] હે નાખ્વાન્દા[3] હે બેશક મેહમાં તેરા !

જો કુછ કહના હે તુજકો હાં ઉસે અબ કરકે બતલાદે,
તેરા હો કર રહેગા એક દિન હિંદોસ્તાં તેરા !

તેરા બ્યોપાર તેરા માલ તેરી સનઅતો [4]હિરફત,
તેરા સોદા[5] સરોમેં હો રવાં હો કારવાં તેરા !

ખજાના તેરા, તેરી ફોજ ઓર જંગી તેરા [6]બેડા,
ઉમુરે મમલકતમેં[7] જોનબુલ હમદાસ્તાં[8] તેરા !

યહ દિન આયે ઇલાહી આપ તુ હો હુકમરાં [9]અપના,
સુફેદો અબ્જો સુર્ખ[10] ઉડતા હો દુનિયામેં નિશાં તેરા !

---

૧ હકીકતમાં; ૨ અજાણ્યા; ૩ અભણ; ૪ હુન્નરકળા; ૫ મસ્તી; ૬ લશ્કરી ૭ દેશના કારભારમાં, ૮ ભોમીઓ; ૯ હાકિમ; ૧૦ લાલ લીલા પીળા રંગનો સ્વરાજ્યનો ત્રિરંગી વાવટો

* ૩૬ મી રાષ્ટ્રીય મહાસભામાં આ ગીત ગવાયું હતું

## ૯. કરકે દિખા દેંગે

અંજરકી તેરે ઝાલિમ યું પ્યાસ બુઝા દેંગે,
પાનીકી તરહ અપના હમ ખૂન બહા દેંગે;
પામાલે[1] સિતમ હોકર છા જાયેંગે દુન્યા પર,
હમ મિસ્લે હીના[2] પીસ કર રંગ અપના જમા દેંગે.

જબતક હૈ બદનમેં જાં ઔર ખૂન રગોંમેં હય,
મોડેંગે ન મુંહ હકસે[3] હસ્તીકો મિટા દેંગે;
સાયેમેં પલે હય હમ સમશીર હમીય્યત[4] કે,
મયદાન મેં આને દે જૌહર ભી દિખા દેંગે.

હય ખૂન રવાં અપની હર રગમેં શુજાઅતકા[5],
જબ મૌજ પર આવેંગે તુફાન ઉઠાવેંગે;
હાં બંદએ ઇઝઝત હૈં હાં દુશ્મને ઝીલ્લત[6] હૈં,
મિટ જાએંગે હમ ભી આર તુજકો ભી મિટા દેંગે.

હમ આહકે શોઅલોંસે[7] ફુકેંગે તેરા ખિરમન,
યે આગ અગર ભડકી દુન્યાકો જલા દેંગે!
હમ બાતકે પક્કે હંય હૈ કોલકા પાસ[8] ઇત્ના,
દુશ્મનોંકો પડે[9] વાદા હરગીઝ ન જફા દેંગે!

શમએ[10] સરે તુરબતકી[11] પુરસોઝ[12] ઝબાં સુનકર,
હમ ખાકમેં મિલકર ભી તાલીમે[13] વફા દેંગે!
હિન્દીકી* ઝબાં અસ્લમ કહ કર નહી ફિર સકતી,
જો મુંહસે કહા હમને વો કરકે દિખા દેંગે.

—અસ્લમ.

---

૧ પાયમાલ; ૨ મેંદીની માફક; ૩ સત્યથી; ૪ જવાંમર્દી; ૫ શૌર્ય; ૬ બેઇજ્જતી; ૭ નિશ્વાસના ભડકાથી; ૮ રંગ; ૯ આપેલો; ૧૦ દીપક; ૧૧ કબરના માથાપરનો; ૧૨ ઉદ્વેગભરી; ૧૩ પાઠ.

* અસલમાં મુસ્લિમકી ગવાય છે.

## ૧૦. ખાકે હિન્દ*

[૧]

અય ખાકે હિંદ તેરી અઝમત[૧] મેં કયા [૨]ગુમાં હૈ,
દરિયાયે ફૈઝ[૩] કુદરત તેરે લિયે રવાં[૪] હૈ;
તેરી જબીંસે[૫] નૂરે હુસ્ને અમલ અયાં[૬] હૈ,
અલ્લાહ રે જેબો ઝીનત[૭] ઔજે[૮] ઇન્તે શાં હૈ;
હર સુબહ હૈ યહ ખિદમત ખુરશીદ [૯]પુરઝીયાકી,
કિરનોસે ગૂંથતા[૧૦] હૈ ચોટી[૧૧] હિમાલયાકી.

[૨]

ઇસ ખાકે[૧૨] દિલનશીંસે[૧૩] ચશ્મે હુયે વહ જારી,
ચીનો અરબમેં હોતી થી જીસે આબશારી;[૧૪]
સારે જહાંમેં જબ થા વહશતકા[૧૫] અબ્ર[૧૬] તારી,[૧૭]
ચશ્મો ચરાગ આલમકી સર જમી હમારી;
શમ્અએ અદબ[૧૮] ન થી જબ યૂનાંકી અંજુમનમેં,
તાબાં[૧૯] થા મહર[૨૦] બીનશ[૨૧] ઇસ વાદિયે[૨૨] કુહનમેં.[૨૩]

---

* જુઓ પરિશિષ્ટ क.

૧ મહત્તા, ૨ શક, ૩ મહેરબાની, ૪ જારી, ૫ લલાટ, ૬ ચમકે, ૭ શોભા, ૮ દબદબો, ૯ પ્રકાશિત, ૧૦ ગુંથના, ૧૧ શિખર, ૧૨ જમીન, ૧૩ રમણીય, ૧૪ પાણીની રેલ, ૧૫ જંગલીપણું, ૧૬ મેઘ, ૧૭ છવાએલાં, ૧૮ જ્ઞાનદીપ, ૧૯ પ્રકાશિત, ૨૦ સૂર્ય, ૨૧ બુદ્ધિ, ૨૨ ભૂમિ, ૨૩ પુરાતન.

ગૌતમને આબરુ દી ઇસ માબદે[૨૪] ફૂહન કો,
સરમદને ઇસ જમીં પર સદકે કિયા વતન કો;
અકબરને જામે-ઉલફત[૨૫]બાખશા ઇસ અંજુમન કો,
સીંચા લહૂસે અપને રાણાને ઇસ ચમન કો;
સબ સૂર બીર અપને ઇસ ખાક મેં નેહાં[૨૬]હે,
ટૂટે હુએ ખંડેર હૈ યા ઉન્કી હડ્ડીયાં હે.

દીવારો દરસે અબતક ઉન કા અસર [૨૬]અયાં હે,
અપની રગોં મેં અબતક ઉન કા લહૂ રવાં હે;
અબતક અસર મેં ડૂબી નાકૂસ કી[૨૭]ફોગાં[૨૮]હે,
ફિરદૌસ ગોશ અબ તક કૈફિયત અજાં હે;
કાશ્મીર સે અયાં હે જન્નત કા રંગ અબ તક,
શૌકતસે બહ રહા હે દરિયાએ ગંગ અબતક.

અગલી સી તાજગી હે ફૂલો મેં ઔર ફલો મેં,
કરતે હુય [૩૦]વજદ અબતક [૨૯]તાઉસ જંગલો મેં;
અબતક વહી કડક હે બિજલી કે બાદલોં મેં,
પસ્તીસી આ ગઇ હે પર દિલ કે વલવલોં મેં;
ગુલ શમઅ અંજુમન હે ગો અંજુમન વહી હે,
હુબ્બે વતન વહિ હે, ખાકે વતન વહી હે.

---

૨૪ પુણ્યતીર્થ, ૨૫ પ્રેમનો પ્યાલો, ૨૬ છુપાયેલા, ૨૭ ઘંટને, ૨૮ નાદ,
૨૯ કળા, ૩૦ મોર.

બરસોં સે હો રહા હે બરહમ સમા[31] હમારા,
દુનિયા સે મિટ રહા હૈ નામો નિશાં હમારા;
કુછ કમ નહીં અજલસે[32] ખ્વાબે-ગેરાં હમારા,
એક લાશ બેકફન હે હિન્દોસ્તાં હમારા;
ઇલ્મકે ભરે ખજાને બરબાદ હો રહે હૈ.
જિન્નત[33]નશીન વારીસ ગફલત મેં સો રહે હૈં.

અય સૂર હુબ્બે કૌમી[34] ઇસ ખ્વાબસે જગા દે,
ભૂલા હુઆ ફસાના[35] કાનોં કો ફિર સુના દે;
મુરદહ તબિયતોં કી અફસુર્દગી[36] મિટા દે,
ઉઠતે હુએ શરારે[37] ઇસ રાખસે દિખા દે.
હુબ્બે વતન સમાયે આંખો મેં નૂર હો કર,
સર મેં ખુમાર હો કર, દિલ મેં સરૂર[38] હો કર.

શૈદાયે[39] બોસ્તાં કો સરવો સમન[40] મુબારક,
રંગીન તબિયતોં કો રંગે સુખન મુબારક;
બુલબુલ કો ગુલ મુબારક, ગુલ કો ચમન મુબારક,
હમ બેકસોં કો અપના પ્યારા વતન મુબારક;



૩૧ ઇજ્જત, ૩૨ મોત, ૩૩ હલક, ૩૪ દેશપ્રેમી, ૩૫ કથા, ૩૬ નિરતેજ પણું. ૩૭ ચીનગી, ૩૮ આનંદ, ૩૯ બાદ પ્રેમી, ૪૦ વગન

## ૧. કર્મયુગ

આ ગયા હૈ કર્મયુગ કુછ કર્મ કરના શીખ લો;
દેશ પર અરૂ[૧] જાતિ પર હઁસ હઁસ[૨] કે મરના શીખ લો.

મારને કા નામ મત લો, પહેલે મરના શીખ લો;
મિસ્લે[૩] આયર્લૅન્ડ દબ કર,[૪] ફિર ઊભરના[૫] શીખ લો.

પાર યદિ હોના તુમ્હે પરતંત્રતા દુઃખ સિંધુસે;
તૈર કર[૬] તો રક્તસાગરસે ઊતરના શીખ લો.

ફિર જલા દોંગે સકલ સંસાર કો ક્ષણ માત્ર મેં;
દેશદુઃખ કી આગ મેં પર[૭] પહેલે જલના શીખ લો.

જેલયાત્રા કે લિયે દિન રાત ઉત્સાહિત રહો;
કૃષ્ણ-જન્મસ્થાન મેં[૮] નિર્ભય વિચરના શીખ લો.

દેખના હૈ દશ્ય ભારતવર્ષ મેં યદિ સ્વર્ગ કા;
દેશ કા તો પ્રાણપનસે[૯] દુઃખ હરના શીખ લો.

સત્યદેવ

૧ અને; ૨ હસતા હસતાં; ૩ પેઠે; ૪ દબાઇ જઇને; ૫ ઊભા થતાં;
૬ તરીને; ૭ પણ; ૮ કારાગૃહ; ૯ જિંદગીને જોખમે.

## ૨. ભારત દેશ

જગ બિચ સ્વર્ગ હમારો દેશ.

ભારત અસ શુભ નામ લેત [1]છન, ઊપજત પ્રેમ વિશેષ,
તાપે જન્મભૂમિ શોભા [2]લખિ, રહત ન દુઃખ લવલેશ
જગ બિચ સ્વર્ગ૦

દગ તર ઉદધિ બાહત શિર ઉપર, નીલ છત્ર [3]સદિનેશ;
ઉત્તર હિમગિરિ પરમ મનોહર, જહ નિત રમત [4]મહેશ!
જગ બિચ સ્વર્ગ૦

પાવન નિર્મલ ગંગનીર જેહિ પરસત [5]કટત કલેશ;
પ્રગટે બ્રહ્મ રૂપ જગકારક, જહઁ બ્રજેશ અવધેશ.
જગ બિચ સ્વર્ગ૦

ધર્મધ્વજા [6]ફહરાત જહાં નભ, રત્નન ખાનિ [7]અશેષ;
માધવ અસ લખાત કબહૂઁ નહિ, જસ[8] મમ ભારત દેશ.
જગ બિચ સ્વર્ગ૦

માધવ

૧ ક્ષણ, ૨ જોઇ, ૩ સૂર્યથી શોભતું, ૪ મહાદેવ ૫ સ્પર્શ કરવ
૬ ફરકે; ૭ અપાર; ૮ જેવો

## ૩. યે ભારતવર્ષ હમારા હૈ

હમેં તો દેશ ભારત અપના, પ્રાણોં સે ભી પ્યારા હૈ,
હમ હૈં ભારત કે ભારતવર્ષ હી જીવન હમારા હૈ.
હમેં તો દેશ ભારત અપના૦

જમાના હેચ[1] હૈ [2] બહુરંગ, જિસ કી [3]શાન કે આગે;
વહી સંસાર સુખ કા સ્વર્ગ ઇન્દ્રાસન હમારા હૈ.
હમેં તો દેશ ભારત અપના૦

ખિલાયાં ખેલ ઋષિયોંને, લડકપન ગોદ મેં જિસ કે;
પુરાના જગમગાતા[4] માન વહ જીવિત[5] હમારા હૈ.
હમેં તો દેશ ભારત અપના૦

હમારા ધર્મ સંચિત કર્મ, ઇશ્વર દેવ જો કુછ હૈ;
મેરે આંખોં કા તારા પ્યારા બસ ભારત હમારા હૈ.
હમેં તો દેશ ભારત અપના૦

સુભટ રત્ન[6] અંકુરે કવિ લેખકોં કી, ખાનિ[7] હૈ જિસ મેં;
અખિલ અનમોલ રત્નોં કા વો સુખ સાગર હમારા હૈ.
હમેં તો દેશ ભારત અપના૦

હમ હૈ કુર્બાન ઉસકે જંગલોં, પર્વત વ ટીલોં[8] પર;
યે જીવન ઉસકી પ્યારી રજ પૈ[9] ન્યોછાવર હમારા હૈ.
હમેં તો દેશ ભારત અપના૦

---

૧ બની જાય, ૨ બહુરંગી, ૩ તેજ, ૪ ઝગમગતું, ૫ નૈવેદ્ય, ૬ સદ્‌ગુણ,
૭ ખાણ, ૮ શિખરો, ૯ ધુળિ પર.

જિમીં[10] ગદ્દા[11] હમારા મખમલી હૈ, વિન્ધ્ય તકિયા હૈ;
હિમાલય હૈ સિપાહી સિંધુ ભી સેવક હમારા હૈ.
હમેં તો દેશ ભારત અપના૦

દુઃખી હૈ ઉસ કે દુઃખ મેં ઔર, સુખી હૈ સુખ મેં ભારત કે;
હમ હૈ સન્તાન ઉસ કી વહ પિતા રક્ષક હમારા હૈ.
હમેં તો દેશ ભારત અપના૦

ન છોડૂંગા ન છોડૂંગા, ફટે ઇસ તેરે [12]દામન કો;
કહૂંગા મરતે દમ તક પ્રેમમય ભારત હમારા હૈ.
હમેં તો દેશ ભારત અપના૦

કહો માધવ ઇસાઇ હિન્દુઓ, મુસલિમ સબ એક સ્વરસે;
યે ભારતવર્ષ, હમારા હૈ! હમારા હૈ! હમારા હૈ!

હમારા હૈ! હમારા હૈ! હમારા હૈ! હમારા હૈ!
યે ભારતવર્ષ હમારા હૈ! હમારા હૈ! હમારા હૈ!

માધવ

૧૦ જમીન, ૧૧ ગાદી, ૧૨ પલવ.

# ૪. હમારા વિશ્વાસ

હમે વિશ્વાસ હૈ ભારત કા, દિન ભી ફિરને વાલા હૈ;
હમારે આજ બચ્ચોંને ભી હોશ અપના સમ્ભાલા[૧] હૈ.
હમે વિશ્વાસ હૈ૦

બહુત દિન હો ચુકે હમ કો, અંધેરી રાત મેં [૨]સોતે;
મગર જલ્દી હી પરદા આંખોં કા અબ હટને વાલા હૈ.
હમે વિશ્વાસ હૈ૦

ભંવર[૩] ઘબડાતા[૪] હૈ કયોં કર, બસ અબ થોડા હી બાકી હૈ;
નિકલ આયા હૈ સૂરજ અબ કમલ ભી ખિલને વાલા હૈ.
હમે વિશ્વાસ હૈ૦

મલેંગે[૫] હાથ યહ સુનકર, બિચારે તંગ દિલ વાલે;
સુનહલે બાદલોંસે આસમાં યહ ઘિરને વાલા[૬] હૈ.
હમે વિશ્વાસ હૈ૦

જિગર[૭] હો જાયગા રોશન,[૮] અંધેરા બેનિશાં[૯] હોગા;
મિલેગા ખુદબખુદ[૧૦] માધો જો તુમકો મિલને વાલા હૈ૦
હમે વિશ્વાસ હૈ૦

માધવ

૦

---

૧ જાગૃત થયા, ૨ સૂતાસૂતા, ૩ ભમર, ૪ ગભરાય, ૫ ઘસશે, ૬ ઘેરાવાનું
૭ હૈયું, ૮ પ્રકાશિત, ૯ નામનિશાન વગરનું, ૧૦ આપોઆપ

## ૫. બારડોલી !

ઓ, વિશ્વસ્ત બારડોલી ! ઓ, ભારત કી 'થર્માપોલી' !
નહીં, નહીં, ફિર ભી સશસ્ત્ર થી ગ્રીક સૈનિકોં કી ટોલી.

'હલ્દી ઘાટી કે રણ કી ભી વહી પૂર્વ–પરિપાટી થી;
બઢ બઢ કર વૈરી કી ગર્દન વીર-વરોં ને કાટી થી.

પર તૂ હૈ નિઃશસ્ત્ર તપસ્વિનિ ! ફિર કૈસે સમતા[1] હોગી ?
ઉપમા આપ બનેગી તૂ યદિ શ્રેણી મેં ક્ષમતા[2] હોગી.

લોહે કો શનિ–દાન માન કર તૂને સ્વીકૃત કિયા નહીં;
બુદ્ધોં કા અવલમ્બ જાન કર લકડી કો ભી લિયા નહીં.

ઉઠી નહીં તૂ કિ જો બુરા હૈ ઉસે નષ્ટ કર દેને કો;
તુલી[3] હુઇ હૈ કિન્તુ બુરે કો આજ ભલા કર લેને કો.

શુભે ! સફલતા દેં તુઝ કો હરિ, યહી પ્રાર્થના હૈ મેરી
સ્વયંસિદ્ધિ સે ભી બઢ કર હૈ સાધુ સાધના યહ તેરી.

ફિર ભી અપની શક્તિ તોલ તૂ ઔર વિપક્ષી કા બલ ભી,
સંગીનેં, મેશીનગનેં, બમ ઔર વિપક્ષી કા બલ ભી;

ન હો વિજય કા નિશ્ચય જિન કો, સાક્ષી હો કર હટ જાવેં;
બઢ કર પગ ન હટેં ફિર પીછે, ચાહે સિર ભી કટ જાવેં !

---

૧ મેળ-સરખામણી, ૨ ત્રુગી. ૩ કમર કસીને તૈયાર.

કરતી હૈ કાનૂન-ભંગ તૂ, પર જિન કે કાનૂન ભલા[૩]
ઉન કે, 'ન્યાય' 'ન્યાય' કહ કર જો યહાં કાયમ તે ગયે જલા!

બોલ ઉઠેગા[૪] ખૂન ન કિસ કા એસે અત્યાચારોં મેં ?
સંયમ તુમ્હેં દિખાના હૈ પર નિજ વિનીત વ્યવહારોં સે.

આજ મહાત્મા દ્વારા તૂને આત્મા કા બલ જાના હૈ,
પરમાત્મા ને દિયા જિસે યહ સત્યાગ્રહ કા બાના હૈ.

ભય દે સકતા હૈ ક્યા તુઝ કો ઘોર આયુધોં કા યોગ ?
પ્રતિપક્ષી કે લિયે સહન[૫] હૈં પ્રહરણ સે ભીષણ તેરા!

સાવધાન! બાધાયેં[૬] તુઝ કો વ્રત સે વિચલિત કર ન સકે
ઝેલે જાયેં વાર[૭] હંસ હંસ કર, છકે વિપક્ષી ઔર થકે!

શોણિત ચાહેં તો ઇતના લે કિ સબ ઉસમેં ડૂબ ઉઠે,
ઘૃણા કરે અપને ઉપર વે ઔર આપ હી ઊબ[૮] ઉઠે

સૂરત મેં હી કોઠી પહલે નૌકરશાહી ને ખોલી,
સૂરત સે હી ચલી હટાને આજ ઉસે બારડોલી!

પર સંગમ ગોરોં સે અપના ગંગા-યમુના તુલ્ય રહે,
દોનોં કે ભીતર સમતા કી સરસ્વતી કા સ્રોત બહે.

મૈથિલીશરણ ગુપ્ત

## ૬. કોમી ગઝલ

મુનક્કશ[૧] અપને દિલ પેર હિન્દ કી તસવીર હોને દો,
કદમ સે ઉસ કે અપના સીના પુર તનવીર[૨] હોને દો.

કભી ઉલઝન[૩] ન ડાલો કોમ કે કામોં મેં તુમ કોઇ,
તુમ્હારે દર્દે ગમ કી હોતી હૈ તદબીર, હોને દો.

અદાયે રફઓ હિમ્મત, [૪]બુજદિલી કો મત ફટકને દો,
ન ઇસ કો અપને પાવોં કી કભી જંજીર હોને દો.

વતન મેં, ઇલ્મ મેં, [૫]જીરત સે, હિમ્મત સે, [૬]સુજાઅત સે,
ન મુલ્કો-કોમ કી હર્ગિજ કહીં તહકીર[૭] હોને દો.

અગર આયે હો દુનિયા મેં ઉઠાઓ લુત્ફે-આઝાદી,
કિસી કે હાથ મેં તુમ અપની મત તકદીર હોને દો.

બહુત લિખે ગયે અફસાને[૮] દશ્કો-ઉન્સો-અલ્ફત[૯] કે,
હિકાયત[૮] હુબ્બે-કોમી કી ભી અબ તહરીર[૧૦] હોને દો.

કરો ખિદમત વતન કી શોક સે, દિલ સે, મુહબ્બત મેં,
ન મુલ્કી કામ મેં કોઇ કભી તકસીર હોને દો.

બહુત વાદે ટલે હૈં અહદો-પૈમાં[૧૧] કા ભરોસા ક્યા?
તલબ અપને કરો હક તુમ ન અબ તાખીર[૧૨] હોને દો.

---

૧ અંકિત, ૨ પ્રકાશમય, ૩ દરમ્ન, ૪ નામર્દાઇ, ૫ સાહસ, ૬ ધીરજ
૭ [illegible], ૮ કિસ્સા, ૯ પ્રેમ, ૧૦ અંકિત, ૧૧ વચન, ૧૨ દેરી

ન રોકો કલ્બ[૧૩] કી આવાજ તુમ રોશનઝમીરી[૧૪] સે,
કિસી કો હૈ અગર ઇસ [૧૫]અમ્ર મેં તકરીર,[૧૬] હોને દો.

મઝે લો દર્દ કે રહ રહ કે મુફ્કો-કામ કે ગમ સે,
જિગર કે પાર તો અપને જરા યહ તીર હોને દો.

તુમ્હારી આહો-ઝારી યહ કભી જાયા[૧૭] ન જાયેગી,
ખિંચ આયેગી ખુદ આજ્ઞદી જરા તાસીર હોને દો.

ત્રિશૂલ

---

૧૩ હૃદય, ૧૪ જ્ઞાન, ૧૫ બાબત, ૧૬ વિવાદ ૧૭ નકામી.

ન ઈતના કોઇ ઝુલ્મ પર તુલ[૯] સકેગા,
નહી હશ્ર[૧૦] તક દાગ યહ ધુલ સકેગા,
ન મહકૂમ હાકિમ સે મિલઝુલ સકેગા,
યે ઉકદા[૧૧] કિસીસે ન અબ ખુલ સકેગા;
ગજબ કા હે ખૂને શહીદાને દેહલી.

વો માસૂમ[૧૨] બચ્ચે વો મા કે દુલારે.
વો ઘર કે ચરાગ ઔર આંખોં કે તારે;
અઝીઝા કે વહ જિન્દગી કે સહારે,
નિશાના અજલ[૧૩]કા બને ઔર સિધારે;
ગજબ કા હૈ ખૂને શહીદાને દેહલી.

સુના હૈ કિ એક લડકા જખમી હુઆ થા,
અભી સિર્ફ થા બારા તેરહ બરસ કા,
મગર મેલ[૧૪] ઉમ્ર કે ન તેવર[૧૫] પૈ આયા,
પુકારા ન ઉસને–ન અમ્મા ન અબ્બા,
ગજબ કા હૈ ખૂને શહીદાને દેહલી.

વો સંગીન ખાયે ચલા જા રહા થા,
ઉસે દેખ કર છોટા ભાઇ જો રોયા;
કહા ઉસને રોઓ ન ચે પ્યારે ભૈયા,
જવાં મરદોં કી મોત મેં તો હૂ મરતા;
ગજબ કા હૈ ખૂને શહીદાને દેહલી.

---

૯ ખડકવું, ૧૦ કયામત, ૧૧ ગાંઠ, ૧૨ નિર્દોષ, ૧૩ મોત, ૧૪ સ્વચ્છંદી, ૧૫ ભમર

કયામત તક ઈન કા મનાયેગે [૧૬]માતમ,
યે મુમકિન નહીં મહ્વ[૧૭] હો જાય યહ ગમ;
બરસના જનાઝોં પ વહ ફૂલ પૈ [૧૮]હમ,
વો પુર આબ આંખે, વો[૧૯]હસરત કા[૨૦]આલમ,
ગઝબ કા હે ખૂને શહીદાને દેહલી.

યે મન્ઝર[૨૧] દિલોં કો દુપારા[૨૨] કરેગા
યે ખંજર કલેજે પૈ મારા કરેગા,
શહીદો કા ખૂં યહ પુકારા કરેગા,
ફલક[૨૩] ઓર કયા અબ હમારા કરેગા?
ગઝબ કા હૈ ખૂને શહીદાને દેહલી

ત્રિશૂલ

૧૬ શોક, ૧૭ ભૂંસાઇ, ૧૮ ફૂલ પર ફૂલ ૧૯ શોકગ્રસ્ત, ૨૦ વખત,
૨૧ દેખાવ, ૨૨ ચીરિયા, ૨૩ આકાશ

## ૮. દશહરા ઔર મુહર્રમ

(સન ૧૯૧૮ મેં દશહરા મુહર્રમ એકહિ દિન પડને કે સમય લિખી ગઇ)

કહીં હૈ રામ કી જય જય, કહીં પર સખ્ત માતમ[1] હૈ;
કહીં હૈ હર્ષ કી ધ્વનિયાં, કહીં પર નાલયે ગમ[1] હૈ;
કહીં તો ફૂલ હઁસતા હૈ, કહીં પર રોતી શબનમ[2] હૈ;
મુહર્રમ મેં દશહરા હૈ, દશહરા મેં મુહર્રમ હૈ.

જુલૂસોં[3] મેં મગર દોનોં તરફ સામાને-જંગી હૈ;
હૈ મતલબ એક હી દોનોં કા જાહિર મેં દુરંગી હૈ.

ઇધર હે રામ લક્ષ્મણ કા, ઉધર હસનૈન[4] કા ચર્ચા;
ઇધર શર જાલ દનુજોં[5] પર, ઉધર કુફ્ફાર પર [6]તેગા-
નજર મેં હર ઘડી દોનોં, તરફ થી ધર્મ કી રક્ષા;
ઇધર થા નિશ્ચરોં કા, શામિયોં[7] કા થા ઇધર હલકા.

થે ભૂલે દોનોં ઇશ્વર કો, હુએ મગરૂર દોનોં થે;
નશો મેં શક્તિ, બલ, ધન, ધૂર્તતા કે પૂર દોનોં થે.

વતન કો છોડકર ભટકે, ફિરે હૈ! હૈ બિયાબાં[8] મેં;
ઇધર દણ્ડક મેં ઘૂમે રામ, ઉધર વહ દશ્તે વીરાં[9] મેં.
સભી સામાન થે ઘર મેં ન ઘર થા ઉનકો દૌરાં મેં;
યહી થી ફ્રિક પૈદા હો ન શર[10] દુનિયા કે ઇમાઁ મેં.

---

૧ શોક, ૨ ઝાકળ, ૩ સરઘસ, ૪ હસન હુસેન (અ), ૫ દાનવ-કાફિર, ૬ તલવાર, ૭ શામ દેશના વાસીઓનો પક્ષ ૮ જંગલ, ૯ ઉજ્જડ વેરાનનું નામ છે, ૧૦ દોષ,

ભરા આતા હૈ જી ખિંચ ખિંચ ગઇ તસ્વીર દિલ મેં હૈ;
જમીં પર ગો નહીં વહ ઉનકી પર જાગીર દિલ મેં હૈ.

સબક દેને કો દોનોં કે હુઇ જંગ આજમાઇ થી;
હસૂલે[11] માલો દૌલત કી ન યહ હર્ગિજ લડાઇ થી.
બઢે અન્યાયી થે મંજૂર ઉનકી હી સફાઇ થી;
લડાઇ દુશ્મનોં કે મૂંહ પૈ બીરેં ને હવાઇ થી.
શરેં સે રામ કે દનુજોં કી મિટ્ટી હો ગઇ ગુમ થી;
ચમક તેગે હસન કી થી કે બસ, નારે જહન્નુમ[12] થી.

કયામત જાલિમોં પર ઢાદી જબ મૈદાન મેં આયે;
ઇસી કે વાસ્તે થે કાલિબે ઇન્સાન મેં આયે;
દિલેરી ઉન કી કયા હમ બેબસોં કે ધ્યાનમેં આયે;
સફે કીં દુશ્મનોં કી સાફ લોટ યક આન[13] મેં આયે.
ઉદૂ[14] છોડે ગયે મુલ્કે-અદમ[15] મેહમાન હોને કો,
મલક[16] આયે ફલક[17] સે જંગમેં કુરબાન હોને કો.

ઇધર શ્રીરામ ને લંકેશ રાવણ પર વિજય પાઇ;
મગર અફસોસ ઉધર આફત ગઇ હસનૈન પર ઢાઇ.
કમી થી ફૌજ કી, ગુરબત[18] બલાયેં કયા નહીં લાઇ;
મિલા પાની ન મેહમાં કો તો મેહમાં કી કજા[19] આઇ.
ગયા બહતાદી આબે-સાફ કા ફિર દમ બદમ તોડા;
જબ્હાં સૂખી થી સૂખે હોઠ યોં બચ્ચોંને દમ તોડા.

---

૧૧ વસુલ, ૧૨ નરકાગ્નિ, ૧૩ પળ, ૧૪ શત્રુ, ૧૫ યમસદન, ૧૬ ફરિશ્તા, ૧૭ આકાશ. ૧૮ મુસાફરી, ૧૯ મોત,

ઉઠાઇ સખ્તિયાં કિતની ન થા કાબૂ સિતમગર પર;
ખડે ઝિલી મુસીબત બલ[20] ન આને પાયા ત્યોવર પર.
નહીં મંજૂર કી બૈયત[21] ઉદૂ કી સૈફ[22]થી સર પર;
બુઝા કર પ્યાસ અપની તેગ કી ખુદ પહુંચે કૌસર[23] પર.

ગમેજાંકાહ હૈ યહ કિસ તરહ સૌઝે નિહાં[24] નિકલે;
ઇજાદારો[25] કે સીને સે ન ક્યોં ઇતના ધુવાં નિકલે.

મનાયેં હમ ખુશી યા ગમ મગર યહ કામ કરના હૈ;
સફીના[26] એક હી હ ઔર હમ સબ કો ઉતરના હૈ;
ડરાયે લાખ કોઇ પર ન વાજિબ ડર સે ડરના હૈ;
હમેં હક[27] કે લિયે જીના હૈ ઔર હક હી પૈ મરના હૈ.

ઘડી ભર હૈ ખુશી તો ફિર ઘડી ભર હી મે માતમ હૈ;
ત્રિશૂલ અપના ન ભૂલો ફર્જ દમ મેં જ્યબતલક દમ હૈ.

ત્રિશૂલ

---

૨૦ વળ, ૨૧ તાબેદારી, ૨૨ તલવાર, ૨૩ સ્વર્ગીય સ્રોત, ૨૪ દિલની બળતરા, ૨૫ દાધુ-સ્મશાની, ૨૬ નાવ, ૨૭ સત્યપ્રેમ

## ૯. અય માતૃભૂમિ તેરે

અય . માતૃભૂમિ તેરે, ચરણો મેં શિર નમાઉં,
મૈં ભક્તિ ભેટ અપની, તેરી શરણ મેં લાઉં. ટેક.

માથે પે[1] તૂ હો ચંદન, છાતી પે તૂ હો માલા,
જિહ્વા પે ગીત તૂ હો, મેં તેરા નામ ગાઉં. અય૦

જિસસે સુપૂત ઉપજે, શ્રીરામ કૃષ્ણ જૈસે,
ઉસ તેરી ધૂલી કો મૈં, નિજ શીષ પે ચઢાઉં. અય૦

માની[2] સમુદ્ર જિસ કી ધૂલિકા પાન કરકે,
કરતા હૈ માન તેરે ઉસ પૈર કો મનાઉં. અય૦

વે દેશમાનવાલે ચઢ કર ઊતર ગયે સબ,
ગોરે રહે ન કાલે તુઝ કો હી એક પાઉં. અય૦

સેવા મેં તેરી સારે ભેદોં કો ભૂલ જાઉં,
વહ પુણ્ય નામ તેરા પ્રતિદિન સુનું સુનાઉં. અય૦

તેરે હી કામ આઉં, તેરા હી મંત્ર ગાઉં,
મન ઔર દેહ તુઝ પર બલિદાન મૈં ચઢાઉં. અય૦

ઈન્દ્ર

---

૧ પર. ૨ અભિમાની

## ૧૦. મર્દોં કો નેક કામ મેં*

મર્દોં કો નેક કામ મેં ડરના નહિ અચ્છા,
નામર્દ સે ઉમ્મીદ કો કરના નહિ અચ્છા;
ક્યા [1]ગમ હૈ અગર દેશ કે લિયે જાન ભી જાઁય,
યહ [2]રસ્મ યા બદ કામ મેં મરના નહિ અચ્છા.
મર્દોં કો૦

લડના કિસીસે ખૂબ નહિ ઇસ જહાન મેં,
પર ખાસ કર ભાઈઓં સે ઝઘડના નહિ અચ્છા.
મર્દોં કો૦

[3] બઢના ઉસીકા ઠીક હૈ જિસમેં હો [4]બેહ [5]જહાં,
[6] કાહિલ યા [7]મખ્ખીચૂસ કા બઢના નહિ અચ્છા.
મર્દોં કો૦

કરને સે પહેલે [8]સોચ લો હર કામ કા [9]અંજામ,
પર આગે કો કદમ ધર કે હટાના નહિ અચ્છા.
મર્દોં કો૦

---

* ૩૭ મી રાષ્ટ્રિય મહાસભામાં આ ગીત ગવાયું હતું

૧ અફસોસ, ૨ રિવાજ, ૩ વૃદ્ધિ થતી; ૪ બહેતર, ૫ દુનિયા; ૬ આળસુ—પ્રમાદી, ૭ કંજૂસ, ૮ વિચારો; ૯ પરિણામ;

## ૧૧. અભિલાષા

મેરી જાં ન રહે મેરા સર[1] ન રહે,
[2]સામાં ન રહે ન યે સાજ રહે;
ફક્ત હિન્દ મેરા આઝાદ રહે,
માતા કે સર પર તાજ રહે.
—મેરી જાં ન રં

[3]પેશાની મેં જિસ કે શોભે [4]તિલક ઔ,
ગોદ મેં ગાંધી વિરાજ રહે;
ન યે [5]દાગ બદન મેં સુફેદ રહે,
ન તો કોઢ[6] રહે ન યે ખાજ રહે.
—મેરી જાં ન રહે

સિકખ, હિન્દુ, મુસલ્માં એક રહે,
ભાઇ ભાઇસા[7] રસ્મો રિવાજ રહે;
ગુરુ ગ્રન્થ કુરાન પુરાન રહે,
મેરી પૂજા રહે ઔ નમાજ રહે.
—મેરી જાં ન રહે૦

મેરી ટૂટી [8]મડૈયા મેં રાજ[9] રહે,
કોઇ ગૈર[10] ન દસ્તન્દાજ[11] રહે;

૧ મસ્તક, ૨ માલમિલકત, ૩ ભાલમાં, ૪ લોકમાન્ય તિલક, ૫ જુદાઇનો ડાઘ, ૬ કોઢ, ૭ જેવો, ૮ મઢૂલી, ૯ પોતું રાજ, ૧૦ બીજું, ૧૧ હાથ નાખનાર–સિતમગર.

મેરી [૧૨]બીન કે તાર મિલે હાં સભી,
એક ભીની મધુર આવાજ રહે.
—મેરી જાં ન રહે૦

યે કિસાન[૧૩] મેરે ખુશહાલ રહેં,
પૂરી હો ફસલ[૧૪] સુખ સાજ[૧૫] રહે;
મેરે બચ્ચેં વતન પૈ[૧૬] નિસાર[૧૭] રહેં,
મેરી મા બહિનો કી લાજ રહે.
—મેરી જાં ન રહે૦

મેરી ગાયેં રહેં મેરે બૈલ રહેં,
ઘર ઘર મેં ભરા સબ નાજ[૧૮] રહે;
ઘી દૂધ કી નદિયાં બહતી રહેં,
હર સૂ[૧૯] આનંદ સ્વરાજ રહે.
—મેરી જાં ન રહે૦

માધો કી હૈ ચાહ ખુદા કી કસમ,
મેરે બાદ [૨૦]વફાત યે બાજ[૨૧] રહે;
[૨૨]ગાઢે કા કફન હો મુઝ પે પડા,
બન્દેમાતરમ્ અલ્ફાજ[૨૩] રહે.
—મેરી જાં ન રહે૦

માધવ

---

૧૨ વીણા, ૧૩ ખેડૂત, ૧૪ પાક, ૧૫ સાધન, ૧૬ પર, ૧૭ કુરબાન. ૧૮ અનાજ, ૧૯ દરેકને, ૨૦ મૃત્યુ, ૨૧ બાકી, ૨૨ ખાદીનું, ૨૩ શબ્દ-મંત્ર.

## ૧૨. કદી નહિ હારના

કદી નહિ હારના, ભાવે[1] સાડી[2] જાન જાવે,
અસી[3] નહિ હારના, ભાવે સાડી જાન જાવે—કદી૰
બિજલી તે આગ[4] કોલોં[5], પાની તુફાન કોલોં,
 ન્હેરી[6] ભુચાલ[7] કોલોં—કદી૰
તોપ તલવાર કોલોં, ગોલિયાંદી માર કોલોં;
 ખંડેદી[8] ધાર કોલોં—કદી૰
કુર ફી[9] નીમાલી[10] કોલોં, સખ્ત કલામી[11] કોલોં;
 ફાંસી કાલેપાની કોલોં—કદી૰
દીન ઇમાન નાલ,[12] ધર્મ જ્ઞાન નાલ,
 મર્દદી જબાન નાલ—કદી૰
માંઝેદે[13] જોર નાલ, માલવેદે[14] શોર નાલ
 સોહણિયાંદે[15] બોલ નાલ—કદી૰
ધન્ની[16] પોઠોહાર[17] નાલ, સંદલીદી[18] બાર નાલ,
 ઝંગ સિયાલ નાલ—કદી૰
રામ દે[19] પ્યાર નાલ, શાંતિ શબર નાલ,
 રબ્બા[20] સચિયાર[21] નાલ—કદી૰

ચોધરી

---

૧ ભલે; ૨ આપણો; ૩ આપણે; ૪ આગ; ૫ થી; ૬ વંટાળીઓ; ૭ ધરતીકંપ; ૮ ખડગ; ૯ જપ્તી; ૧૦ સાલાંઉથી વેચાણ, ૧૧ બોલ; ૧૨ ની સહાય લઇને; ૧૩ અમૃતસરનો એક ભાગ; ૧૪ લુધીઆના; ૧૫ સુંદર સ્ત્રી પુરુષો. ૧૬ જેલમ; ૧૭ રાવલપીંડી; ૧૮ આ નામનો પુરુષ થઇ ગયો ઓ પ્રાંતે ૧૯ નો; ૨૦ ઈશ્વર; ૨૧ સાચો.

## ૧૪. યે સિર જાવે તો જાવે !

યે સિર જાવે તો જાવે પર આઝાદી ઘર આવે,
યે જાન ફના હો જાવે પર આઝાદી ઘર આવે.

જો આગે કદમ ઉઠાયા વો અબ નહિ હટને વાલા,
જો યકીન હમને પાયા વો કભી ન કટને વાલા.

નવજવાન કી યે સેના વો અબ નહિ રૂકને વાલી,
જો ગર્દન ઊંચી ઉઠાઇ નહિ જુલ્મસે ઝૂકને વાલી.

હમ ખૂને જિગર કે પ્યાલે દુશ્મન કો પિલાને વાલે,
હમ નહિ હે બૂઝદિલ આદમ હમ કહા સો કરને વાલે.

અય સિતમ કે કરને વાલે ચલ બંદૂક જલ્દી ઉઠાલે,
હમ ખડે હૈ ધર કે સિના અય ગોલી ચલાને વાલે.

હમ મરેંગે લડતે લડતે નહિ લડાઇ મરને વાલી
મયદાન ન હોગા ખાલી જબતક નહિ હો ખુશહાલી.

જયંત આચાર્ય

# ૧. જય જય ગરવી ગુજરાત !

જય જય ગરવી ગુજરાત !
જય જય ગરવી ગુજરાત;
દીપે અરુણું પરભાત,
ધ્વજ પ્રકાશશે ઝળળળ કસુમ્બી, પ્રેમશૌર્ય અંકીત;
તું ભણુવ ભણુવ નિજ સંતતિ સૌને, પ્રેમભક્તિની રીત—
ઊંચી તુજ સુન્દર જાત,
જય જય ગરવી ગુજરાત ! ૧

ઉત્તરમાં અમ્બા માતા,
પૂરવમાં કાળી માતા;
છે દક્ષિણુ દિશામાં કરન્ત રક્ષા, કુન્તેશ્વર મહાદેવ;
ને સોમનાથ ને દ્વારકેશ એ, પશ્ચિમ કેરા દેવ—
છે સહાયમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત ! ૨

નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણ જોય;
વળી જોય સુભટના જુદ્ધરમણુને, રત્નાગર સાગર;
પર્વત ઉપરથી વીર પૂર્વજો, દે આશિષ જયકર—
સપે સોંપે સહુ જાત;
જય જય ગરવી ગુજરાત ! ૩

તે અણુહીલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસંગ;
તે રંગ થકી પણ અધિક સરસ રંગ. થશે સત્વરે માત,
શુભ શકુન દિસે મધ્યાહ્ન શોભશે, વીતી ગઇ છે રાત—
જન ઘૂમે નર્મદા સાથ;
જય જય ગરવી ગુજરાત! ૪

કવિ નર્મદ

## ૨. ગુણવંતી ગુજરાત

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત !
નમીએ નમીએ માત ! અમારી ગુણવંતી ગુજરાત ! (ધ્રુવ)

મોંઘેરા તુજ મણિમંડપમાં, આ ઝૂકી રહ્યાં અમ શીષ;
માતા મીઠી તુજ ચરણ પડીને, માગીએ શુભ આશિષ !
અમારી ગુણવંતી ગુજરાત !

મીઠી મનોહર વાડી આ તારી, નંદનવનશી અમોલ;
રસફૂલડાં વીણતાં વીણતાં ત્યાં, કરીએ નિત્ય કલ્લોલ !
અમારી ગુણવંતી ગુજરાત !

સંત મહંત અનંત વીરોની, વહાલી અમારી માત !
જય જય કરવા તારી જગતમાં, અર્પણ કરીએ જાત !
અમારી ગુણવંતી ગુજરાત !

ઊંડા ઘોર અરણ્ય વિષે કે, સુંદર ઉપવન માંય;
દેશ-વિદેશ અહોનિશ અંતર, એક જ તારી છાંય !
અમારી ગુણવંતી ગુજરાત !

સર સરિતા રસભર અમીઝરણાં, રત્નાકર ભરપૂર !
પુણ્યભૂમિ ફળફૂલ ઝઝૂમી, માત ! રમે અમ ઉર !
અમારી ગુણવંતી ગુજરાત !

હિંદુ મુસલમિન, પારસી, સર્વે, માત! અમે તુજ બાળ!
અંગ ઉમંગ ભરી નવરંગે, કરીએ સેવા સહુ કાળ!
અમારી ગુણવંતી ગુજરાત!

ઉર પ્રભાત સમાં અજવાળી, ટાળી દો અંધાર!
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરીએ જય જયકાર!
અમારી ગુણવંતી ગુજરાત!

ખબરદાર

## ૩. ગુજરાત

ધન્ય હો ! ધન્ય જ પુણ્ય પ્રદેશ !
અમારો ગુણિયલ ગુર્જર દેશ:
કૃષ્ણચન્દ્રની કૌમુદી ઉજળો,
કીધ પ્રભુએ ય સ્વદેશ:
અમારો ગુણિયલ ગુર્જર દેશ. ધન્ય હો !

આર્યનું સાગરતીર્થ પુરાણ,
તપોવન ભૃગુવસિષ્ઠના ભાણ;
ગીતાના ગાનારા મહારાજ,
પાર્થના સારથીનાં જ્યાં રાજ્ય:
ગ્રીસ રોમથી ય જૂનાં,
કુરુપાંડવથી યે પ્રાચીન,
સોમનાથ, ગિરિનગર, દ્વારિકા:
યુગયુગ ધ્યાનવિલીન.
ઊભીને કાલસિન્ધુને તીર
બજાવે બંસરી ભવ્ય સુધીર. ધન્ય હો !

સ્થળેસ્થળ નવપલ્લવના પુંજ,
નદી ને તળાવ કેરી કુંજ;
કોમળી કવિતા સમ સુરસાળ,
સિન્ધુ જ્યાં દે મોતીના થાળ;

જગજૂનાં નિજ ગીત ગજ઼વતો
ફરતો સાગર આજ;
કેસર ઊછળી ઘૂઘવે ગરવો,
વનમાં જ્યાં વનરાજ;
ગિરિગિરિ શિખરશિખર સોહન્ત,
મન્દિરે ધ્વજ ને સન્તમહન્ત. ધન્ય હો!

પૂર્વથી પશ્ચિમ વહે પ્રકાશ,
વહાણ ભરી વહેતી તેમ નિકાસ;
મોડી આંગણ ઊતર્યો જ યૂરોપ,
વીણવા વાડીના ફૂલરોપ;
વીણી ન વીણશે પુણ્યપાંગરી
અમ રસભૂમિની છાગ:
જગમોહન મુંબઈ નગરી જુઓ!
શું પાથર્યો કિનખાબ;
નિત્ય નવફૂલે ખીલે અભિરામ,
લક્ષ્મી મ્હોર્યે લક્ષ્મીનાં ધામ. ધન્ય હો!

ચોળી, ચણિયો, પાટલીનો ઘેર,
સેંથલે સાળુની સોનલ સેર;
છેડલે આચ્છાદી ઉરભાવ,
લલિત લજ્જાનો વદન જમાવ;
અંગ આખા યે નિજ અલબેલ,
સાળુમાં ઢાંકતી ' રૂપની વેલ;

રાણુકતનયા, ભાવશોભના,
સુન્દરતાનો શું છોડ!
આર્યસુન્દરી! નથી અવનીમાં,
તુજ રૂપગુણુની જોડઃ
ભાલ કુંકુમ, કર કંકણુસાર,
કન્થનાં સજ્યાં તેજશણુગાર. ધન્ય રે।
ખેતરો ન્હાનાં, ન્હાનીશી પોળ,
નાતેજાતે ન્હાનડિયા ઘોળ;
ક્ષત્રીજાતયાનાં ન્હાનલ રાજ્ય,
ધર્મના ન્હાનકડા જ સમાજ;
વૃદ્ધ ચાણુક્યે વર્ણ્યાં પૂર્વે,
ન્હાનાં પ્રજાનાં તન્ત્ર;
એ પુરાતનના પડછાયા,
આ અમ જીવનજન્ત્રઃ
એક ફૂલવેલે ફૂલતાં ફૂલ,
અમારાં એક સુગન્ધ અમૂલ. ધન્ય હો
દેશ નિજ તજી ધર્મને કાજ,
સાગરે ઝુકાવ્યુ સફરી જહાજ;
ધર્મવીર પારસીનો સત્કાર,
જગતઇતિહાસે અનુપ ઉદાર;
ઇસ્લામી યાત્રાળુનું આ,
મક્કાનુ સુખબાર,
હિન્દુ મુસલમિન પારસીઓને,
અહીંયાં તીરથદ્વાર;

પ્રભુ છે એક; ભૂમિ છે એક,–
પિતા છે એક; માત છે એક;–
આપણે એકની પ્રજા અનેક. ધન્ય હો

નથી રમી સમશેરોના દાવ,
નથી ત્યમ ઘણા ઝીલ્યા યે ઘાવ;
શ્રીકૃષ્ણે કુરુક્ષેત્રની મ્હાંય
લીધાં વ્રત, જાણે હજી પળાય;

એક ઇડરના વનકેસરીએ,
ભડવીર બાપ્પારાવ,
વિશ્વવન્દ્ય સૂરજકુળ સ્થાપી
ચિતોડ કીધ યશછાંયઃ
જન્મભૂમિ દયાનન્દનાં ધામ,
ગાંધીનાં ગીતાજીવન નિષ્કામ. ધન્ય હો

સૂરતના રસિક રંગીલા રાજ,
બુદ્ધિધનભર્યો શ્રીનગર સમાજ;
શૂરવીર સૌરાષ્ટ્રી યશવાન,
કચ્છના સાહસિક સન્તાન,

ખંડખંડ વિસ્તરતો હિન્દી
મહાસાગર મહારેલ,
તીરતીર જઈ સ્થાપી ગુર્જરી
સંસ્થાનોની વેલ;

મહાસાગરના પૃથ્વિવિશાળ,
સરોવર કીધાં ગુર્જરી બાળ. ધન્ય હો!

વનેવન લીલો ઘટાસોહાગ,
જગતનો દીપે શું અમુલખ બાગ!
મજાવ્યાં જને રસશણગાર.
લતામંડપ સમ ધર્માગાર;
ભાગ્તીએ કંઈ ફૂલફૂવારો
અંજલિમાં શું લીધ!
દિશદિશમાં ફૂલધાર ઉડાવી
દિલનાં પરિમળ દીધ!
હિન્દમાતાની લાડીલી બાળ!
ગુર્જરી! જય! જય! તવ ચિરકાળ! ધન્ય હો

કવિ ન્હાનાલાલ

## ૪. ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

જય જય મારા ગુર્જર વીરો !
આવો રંક, ફકીર, અમીરો ! આજે દિવસ ઊગ્યો રળિયાત
બોધ પ્રકાશ તણા ઝીલીને ઝગમગતી કરવી મ્હોલાત
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

આજે લેશો શું તમ સાથે ?
શૌર્ય વસે હૃદયે કે બાથે ?—તેજ છતાં બૂઠી તલવાર
ફેંકી દો સહુ બૂઠાં શસ્ત્રો સજો હૃદયનાં નવહથિયાર
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

હોય વિલંબ હવે શો કાલો ?
ધપતા ધપતા આગળ ચાલોઃ અગ્ર રહી ઘૂમવું છે આજ
ધજા રહી છે આ તમ કરમાં, ને ભારતની અમુલખ લાજ
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

નથી રુધિર રેલવવાં કોનાં !
નથી હૃદય ચીરી અરિઓનાં નિજ હૃદયો કરવાં પ્રભુભંગ
નથી વિજયના રંગ રુધિરમાં જ્યાં જન રક્ત ભરે ઉરગંગ
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

પ્રેમ વસે ત્યાં દ્વેષ રહે ક્યાં ?
આકાશે અંધાર વહે ક્યાં, જ્યાં દિનકરનો થાય પ્રકાશ
જ્ઞાનદીપ સળગ્યો જ્યાં અંતર ત્યાં અજ્ઞાન તણો છે નાશ
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

મરદાની મુજ ગુર્જર વીરા !
ધર્મધુરંધર, શૂર અધીરા ! મુખ યૌવનનો ગર્વ પ્રતાપ;
અંગરુધિર ઊછળે નભ અડતાં; ભરો હૃદયોને હર્ષ અમાપ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

ભૂત બધું પાછળ છે મૂક્યું—
આજ ઉરે નવજીવન ફૂંક્યું, દુનિયા બધે નવી દેખાય !
નવઆશે નવહાસ્યે ધસવા આજે પાદ અધીરા થાય;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

સુણી પડ્યા કે હઠ્યા પછાડી ?
ધસો ધ્વજ લ્યો હાથ ઉપાડી, ફરકાવ્યા જાઓ ધૂનભેરઃ
ધર્મભાર શૂરો જ વહે એ-એક પડે ત્યાં ઊઠે તેર !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

કોણ વિકટ પથ કહી ડરાવે !
પર્વત પરથી કૂદી હાલે સાગરને બાંધીશું બાથ !
જંગલ તોડી મંગલ કરશું, બતાવશું બળવંતા હાથ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

આપણ ગુણગરવા ગુજરાતી !
કૃષ્ણધરા અદ્‌ભુત મદમાતી, ભારતયુદ્ધ જિતે બડવીર;
સાહસ, શૌર્ય, અડગ શ્રમથી જે ધમધમમાં ગાજે રણધીર;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

આવો નવરસના રઢિયાળા !
ગિરિશિખરમાં ભરી ઉછાળા કેસરિયાશું રમતા બાળ
વાઘમૂછ પકડીને ફરતા કાઢી ઘોડીના રખવાળ
એ ગુજરાત ! એ ગુજરાત !

તીર્થે તીર્થે શુચિતા સ્થાપીઃ
ગરવી સાબ્રમતી ને તાપી, ભરે નર્મદા નવનવ નૂં
ગુણી ગોમતી, સરસ્વતી ને દમણગંગાનું જળ શૂર
એ ગુજરાત ! એ ગુજરાત !

છે અદ્‌ભુતતા એ કંઇ જુદી !
પશ્ચિમ સાગરનાં જળ કૂદી ઊછળી ગગન કસે નિજ જોમ;
વિંધ્ય અને ગિરનાર દિશા બે ઊભી ઝીલે પડતું વ્યોમ !
એ ગુજરાત ! એ ગુજરાત !

એવાં એ ગુર્જર સંતાનો !
હિંદુ, પારસી, મૂસલમાનો, ખ્રિસ્તી, બૌધ કે જૈન ચહેલ !
ભુજશું ભુજ ભીડીને આવો એક જ પ્રેમ તણી છો વેલ !
એ ગુજરાત ! એ ગુજરાત !

અહો અડગ બાંધવ ટેકીલા !
પ વિષે બનવું નવ ઢીલા, ટેપ કદી નવ આપે છગ;
અંતરરિપુનો કરો પરાજય પ્રથમ અખંડ ધરી ઉર પ્રીત !
એ ગુજરાત ! એ ગુજરાત !

હવે શું રહેશો અથડાયા ?
હજાર વર્ષતણી જડ માયા પડી હૃદયમાં છે પથરાઇ;
ઉકેલતાં પરદોષ ઉરે તો નિજ અંધાર વધે ધૂંધવાઇ;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

લોચનના પડદા દો ખોલી !
ભૂત બધાં ખાતાં ઉર ઢોળી તેને પ્રથમ કરો બળહીન;
આત્મબળે ઓ ગુર્જર વીરા ! રહેવું આપણે છે સ્વાધીન !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

રહેવું શુદ્ધ વચન મન કર્મે :
સાર એ જ દીઠો સહુ ધર્મે, તો કયમ થઇએ પતિત નિદાન !
પ્રેમ તણી ધિક્કાર રહે નહિ : ધિક્કારે નહિ પ્રભુનું સ્થાન.
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

એવા શુદ્ધ બનીને આવો !
પછી આગળ તમ પગ ઉઠાવો, હજાર હાથીનું ત્યાં જોર;
જય કુંકુમનાં પડશે પગલાં ડગલે ડગલે ઠોરેઠોર.
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

ઓ આ થાય બધે અજવાળાં !
ઊઘડ્યાં પુણ્ય પ્રભાત રસાળાં ! ઊઘડ્યાં ભાગ્ય નવેરાં દેશ !
રણશિંગાં ફૂંકાય ફરી આ : કર્મવીર ! હરખો નવ લેશ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

સ્વપ્ન ફળે જુગજૂનાં સાચે :
દેવ ફિરસ્તા ઊતરી રાચે, પયગંબર ને પીર અને
સગાઇ સ્વર્ગ તણી ભૂલેલી દઢ બંધાશે ફરી વિશેક
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

કુંકુંમથાળ અનેરી લાવો !
પત્નીઓ, પુત્રીઓ આવો ! માતાઓ, ભગિનીઓ સર્વ
પડખે અમ ઊભીને રાખો ગરવી ગુજરાતણનો ગર્વ
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

જય જય મારા ગુર્જર વીરા !
આજ અધીરા ઉરના ચીરા જીવનને જાણે નહિ લેખ;
મરવું તો શૂરાને ગરવું, કાયર ખોળે ઘરના ગોખ;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

શ્વેત ધજા ભારતમાં રોપો !
થાશે પુષ્પ વરસતી તોપો, શસ્રો સહુ શણગાર સ્વરૂપ;
જગબંધુત્વ ભણી તમ દ્વારે દુનિયા થાશે નવીન અનૂપ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

ધન્ય ધન્ય મોહનની લીલા !
પુણ્યભર્યા પ્રભુપાદ રસીલા ઘર ઘર ભરે નવીન પ્રભાત !
સત્વર વીરા ! પડો મોખરે, ગજવો જય જય ભારતમાત !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

ખબરદાર

●

## ૫. મોરી ગૂજરાત

મળતાં મળી ગઇ મોંઘેરી ગૂજરાત,
ગૂજરાત મોરી મોરી રે.
ભારતની ભોમમાં ઝઝેરી ગૂજરાત,
ગૂજરાત મોરી મોરી રે.

સાબરનાં મર્દાની સોણુલાં સુણાવતી,
રેવાના અમરતની મર્મર ધવરાવતી,
સમદરના મોતીની છોળે નવરાતી,
ગૂજરાત મોરી મોરી રે.

ગિરનારી ટ્રંકો ને ગઢ રે ઇડરિયા,
પાવાને ટોડલે મા' કાળી બેયા,
ડગલે ને ડુંગરે ભર દેતી હૈયાં,
ગૂજરાત મોરી મોરી રે.

આંખની અમીમીટ ઉમટે ચરોતરે:
ચોરવાડ-વાડીએ છાતી શી ઊભરે !
હૈયાનાં હીર પાઇ હેતલરી નીતરે,
ગૂજરાત મોરી મોરી રે.

કોયલ ને મોરને મેઘમીઠે બોલડે,
નમણી પનિહારીને બીને અબોલડે,
નીરતીર મારગ ચાં સુખ દુઃખ્યાં જોડલે !
ગૂજરાત મોરી મોરી રે.

નર્મદની ગૂજરાત દોહ્યલી રે જીવવી,
ગાંધીની ગૂજરાત કપરી જિરવવી,
એક વાર ગાઇ કે કેમ કરી ભૂલવી ?
ગૂજરાત મોરી મોરી રે.

ભારતની ભોમમાં અનેરી ગૂજરાત
ગૂજરાત મોરી મોરી રે.
મળતાં મળી ગઇ મોંઘેરી ગૂજરાત
ગૂજરાત મોરી મોરી રે.

ઉમાશંકર જોષી

# ગૂર્જરી કુંજે

ગુર્જરી–કુંજે સૂની નથી હજુ કોયલ બુલબુલ બોલે;
મેઘ–ધનુષ્યની કલા સજાવી મત્ત મયૂરગણ ડોલે;

મહકલ કોમલ કિલ્લોલે
કવિનાં અંતર હિંડોળે !

●

રૂપના સાગર નથી સુકાયા, ઓસરી ના ઉર–ભરતી,
ગૃહઆંગણિયાં, ગામ સીમાડા, પુંરપથપર તરવરતી:

કવિ ઉરમાં સરતી :
રસની આરતી ઉતરતી !

●

ધીંગાણુના ઢોલ બાજે હજુ સિન્ધુડાના સૂરો;
કડાઝૂડ આબડતા અહિંબામ હજુ બંકા–બહાદુરો :

નિહાળી ફૂલે કવિ–ઉરો :
ગુણાળી ગુર્જરીના વીરો !

●

હજુ: મેઘાચ્છાદિત ગિરનારે સંતજનોના ડેરા :
ને ભજનોની • રમઝટથી હજુ ગાજે ગુર્જર–ચોરા :

હજુ હાજરહજૂરા :
અમારાં નરસૈં ને મીરાં !

કરસનદાસ માણેક

●

# ૭. મારી ભરતભૂમિ

મારી ભરતભૂમિ !
રૂપાળી, રઢિયાળી, યશાળી સુશીલ પુનિત !
તારાં ચરણ ચૂમી,
આનંદે વંદુ જય જય હરદમ નિત્ય !

દુનિયામાં દેશ અનેક જ છે;
સૌ સૌમાં કાંક વિશેક જ છે !
પણ તું તો અલૌકિક એક જ છે, !
મારી ભરતભૂમિ

કોણ આવે હિમાલયની હારે ?
કોહીનૂરે અન્ય હીરા હારે;
વણ શેલડી સરસ સાકર કયાં રે ?
મારી ભરતભૂમિ

નવપલ્લવ સ્થળ સ્થળ સોહે,
નવરંગી રમણી મનડાં મોહે;
જાણે વાડી વિશ્વંભરની હોએ
મારી ભરતભૂમિ

સાથે વિશ્વંભરવાળી તું ઝાઝી,
સમૃદ્ધિ સ્વાભાવિક બધી સાજી,
તને પ્રભુએ કરી પ્રિય પ્રમુખાજી,
મારી ભરતભૂમિ

સ્ત્રીઓ પણ અબળા જે બાકી,
તેણે દેશભક્તિ સબળા દાખી;
ઇતિહાસ જ છે એનો સાખી,
મારી ભરતભૂમિ

તારાં કાર્ય ત્યારે યવને ભાખ્યાં,
મહાશિલ નિર્મળ બુદ્ધિવાળાંઃ
અહા! "દેવાં કમાડે પડે ન તાળાં."
મારી ભરતભૂમિ

સેવું નિત્ય પુનિત તવ રજ ચૂમી
ધન્ય ભાગ્ય નવલનાં તું જન્મભૂમિ;
તારી ભક્તિ રંગેરંગ રહી જ ઘૂમી,
મારી ભરતભૂમી,

સ્વ. નવલરામ

## ૮. માડીની ઝૂંપડી

દુઃખિયાંનો વિસામો રે, માડી તારી ઝૂંપડી,
રણુવગડાનો છાંયો રે આંધળીઆની લાકડી.

કુંજનિકુંજે લચી વલ્લરી, નિર્ઝરીઆં સંતાય,
અમલ કમલ દલ પર પંખીડાં, બ્રહ્મલીલાને ગાય;
રઢિયાળી એ વાડી રે, સોહવતી જે ઝૂંપડી,
આજે ખાવા ધાતી રે નિર્જન રણુમાં ઝૂંપડી—દુઃખિયાં.

ધર્મ કર્મ રસ કસ લૂંટાયાં ઘર ઘરવખારી હીર,
છતી સંતતિ સત્ત્વ લૂંટાયું, ખેંચાયાં તુજ ચીર;
લૂંટાતી ઓ માડી રે, ખાલી તારી ઝૂંપડી,
ખાલી તોયે મ્હારી રે, માડી તારી ઝૂંપડી—દુઃખિયાં.

ધન સંચી ખેતર સુકવીઆં, દવ પ્રેર્યો ચોપાસ,
રાતી વિભુની આંખડી દેખી પંખીડાં પામે ત્રાસ;
ત્રેને સોડે રહાતી રે, માડી તારી ઝૂંપડી,
પોપણીઆં શી પાતી રે, આછી જાડી રાબડી—દુઃખિયાં.

વન વિંટ્યાં સિંચાણે સઘળાં, અવશ પડ્યાં તુજ બાળ,
દામ દર્યાં ને હડધૂત કરીને રણુવગડે દે માર;
અંકે લેવા ધાતી રે, તેને માતા રાંકડી,
શીળી છાંયે છાતી રે, ,માડી તારી ઝૂંપડી—દુખિયાં.

કણકણ કાજે વનવન વિંઝે તુજ બાલુડાં પાંખ,
પણ સુખદુઃખનાં લહાણાં લેવા ઠરતી તુજ પર આંખ.
અંતે તું સંઘરતી રે માતા મારી દુબળી,
પ્રભુનો પથ દાખવતી રે, માડી તારી ઝૂંપડી—દુઃખિયાં.

તું જ જીવન અમ તું સર્વસ્વ, તું જ સુધાનો સાર,
મૂર્તિમતી વત્સલતા દેવી, તું સૂરલોકનું દ્વાર;
નંદનવન શી વહાલી રે, અમને તારી ઝૂંપડી,
જન્મભૂમિવ્રત પાળી રે, શણગારીશું ઝૂંપડી—દુઃખિયાં.

સ્વ. જીવાભાઇ પટેલ

## ૯. જન્મભૂમિનું જય મંગળ

જય મંગળ પ્રિય જન્મભૂમિનું ગજાવીએ.
ભગીરથ સમ વિરલ વીર, ભારતી સુભટ સુધીર,
ઉર સમુદ્રને હિમાલયે ઉછાળીએ— જય૦

જનની અંક ઝૂલીએ, અનૂની રંગ ઝીલીએ,
આત્મબળ ઉજાસથી બધું ઉજાળીએ— જય૦

સત્ય અર્થ સજ્જ થાઓ, વિજય વાવટો ઉડાવો,
વીર ધર્મથી ધરા સદા ધ્રુજાવીએ— જય૦

સત્યથી સચવાય સ્વત્વ, સમજીએ થઇ પ્રવૃત્ત,
ઘૂમીએ ઝઝૂમી જંગ તો મચાવીએ— જય૦

ભૂતળ ફોડી ફેંદીએ, ઊંડી જડો ઉખેડીએ,
દોર ને દમામ દેશનો જમાવીએ— જય

સ્થિતિ સમય સ્વીકારીએ પ્રવૃત્તિયજ્ઞ યોજીએ,
જાતને સ્વદેશ કાજ કાં ન હોમીએ— જય૦

માત દીન દુભાય છે, સપુત ! પીડ પિછાનીએ,
દુઃખ દિપાવીએ, ઉમંગને વધાવીએ— જય૦

દેશસેવના સ્વધર્મ, અન્ય ન કર્તવ્ય કર્મ
આત્મભાવથી બધું પ્રભુમય પિછાનીએ— જય૦

લલિત

## ૧૦. અમારો દેશ

અમે ભરતભૂમિના પુત્રો!
અમ માત પુરાણુ પવિત્ર,
રે જેનાં સુંદર સૂત્રો
ઝલકાવે ઉચ્ચ ચરિત્ર;
અમ અંતરને ઉદ્દેશી
કરશું હોકાર હમેશ;
અમે દેશી, દેશી, દેશી!
ઓ દિવ્ય અમારો દેશ!

અંધાર વિષે અથડાતાં,
કે ફરતાં ભવ્ય પ્રકાશ,
પડતાં રડતાં રગડાતાં
કે કરતાં હાસ્ય વિલાસ,
પળપળ અમ ઉરનિધિએ શી
હા ઊછળે ઊર્મિ એ!
અમે દેશી, દેશી, દેશી!
ઓ દિવ્ય અમારો દેશ!

ક્યાં હશે હિમાલય જેવો!
ક્યાં પુણ્ય [illegible]?

*

કયાં મળે અલૌકિક એવા
સહુ દેશ તણા બહુ રંગ !

કયાં મુનિ ઇશ્વરજન બેસી
કરતાં પ્રભુ પંથ ઉજેશ ?

અમે દેશી, દેશી, દેશી !
આ દિવ્ય અમારો દેશ

કયાં રામ યુધિષ્ઠિર ઘૂમ્યા ?
કયાં ગર્જ્યા અર્જુન ભીમ ?

કયાં રજપૂતવીર ઝઝૂમ્યા ?
બલ દાખવવા અસીમ !

રે ભલીએ તે રીતે શી,
અમ અંતરથી લવલેશ ?

અમે દેશી, દેશી, દેશી !
આ દિવ્ય અમારો દેશ !

નથી રે જીવવું પર આશે,
છે પારકી આશ નિરાશ;

નથી કર ધરવો કો પાસે,
સ્વાશ્રયનો છે ઉલ્લાસ;

કંઈ પુણ્યપ્રભા જ પ્રવેશી,
 અહીં દે અમને ઉપદેશ:
અમે દેશી, દેશી, દેશી !
 ઓ દિવ્ય અમારો દેશ !

ધમ ધમ ધરણી ધ્રુજવશું,
 અમ દેશ તણાં કરી ગાન;
જય જય જયનાદ કરીશું,
 દઈશું મોંઘા અમ પ્રાણ !—
એ ભક્તિ વસી ઉર, તે શી
 દેજો શક્તિ પરમેશ !
અમે દેશી, દેશી, દેશી !
 ઓ દિવ્ય અમારો દેશ !

ખબરદાર

## ૧૧. ગુજરાતનો યજ્ઞકુંડ

દુઃખમાં શૂરા રે, ઓ ગુજરાતી વીરા !
આવો, પૂરા રે, ખમવા દુઃખના ચીરા !

કડકડ ફૂટે ક્રોડ કડાકા, પર્વત ફૂંકે ફાટે;
ઝળઝળ જ્વાળા વ્યોમ જળાવોઃ ઊભા રહો દઢ વાટે !
દુઃખમાં શૂરા રે !

નથી પડવું ચાહોમ કરીને આજે અંધશૂરાનું;
નથી અબળાને દમવુંઃ આ છે જડચેતનનું લહાણું !
દુઃખમાં શૂરા રે !

સત્ય જ પ્રભુના પ્રાણ અમારા, સત્ય જ અંગ અમારાં;
સત્ય જ રક્ત વહે અમ નસમાં, સત્ય જ વ્રત અમ ન્યારાં !
દુઃખમાં શૂરા રે !

માયા સૌ ઘરબાર તણી ને સુખની ડાળી દફની;
આત્મશૌર્યનાં શ્વેત સજ્યાં પટ, ના કાયરની કફનીઃ
દુઃખમાં શૂરા રે !

પાય પડયા, વિનવ્યા કંઇ કંઇ, શું હૃદયહીણને રટવું ?
હવે પડયા રગડાવા રણ ત્યાં ના હઠવું, ના હઠવું !
દુઃખમાં શૂરા રે !

ભારતદુઃખ શિરે અમ લેતાં, હૈયાં કેમ ન ફૂલે ?
ઓ ભારત! નિધિ પાર ઊતરજો અમ શબઢગને પૂલે !
દુઃખમાં શૂરા રે !

વાટે ઘાટે છાતી ફાટે, થાય સ્મશાની દુનિયા;
નવલખ આંખે વ્યોમ રુવે પણ, પાછું જુએ ન મરણિયા
દુઃખમાં શૂરા રે !

એ જ અલખની ધૂન અમારી, મૂગે સુખ દુઃખ સહેવું:
બેડીની જડ જડતાં અરિ પણ આખર રોશે એવું:
દુઃખમાં શૂરા રે !

કીર્તિ અમોલી ભારત કેરી આજ અમારે હાથે:
ઓ વીરા ! જગને ઝુલવવી આ ગરવી ગુજરાતે !
દુઃખમાં શૂરા રે !

ધર્મક્ષેત્ર એ, કર્મક્ષેત્ર એ, એ રણક્ષેત્ર અનેરું !
જયજય કોને ભાગ્ય અદલ એ પુણ્ય જ ભારતકેરું ?
દુઃખમાં શૂરા રે, ઓ ગુજરાતી વીરા !
ગાજો પૂરા રે સત્ય પ્રેમરસધીરા !

ખબરદાર

## ૧૨. ભારતમાતા અને તેના કવિઓ

કોણ કટાક્ષવચન કવિને અહીં આજ કહે છે એવાં ?
ભારતના કવિ મુઆ નથી, હા ! આંખ ઝરે છે નેવાં;
ભડકા ભડભડે હો !–(ધ્રુવ)

તનતમ્બૂરતણાં તારો તો રહે સદા ઝઝણતા;
પણ અંગુલિએ બાંધ્યા પાટા, હાથ રહ્યા પછડાતાઃ
ભડકા ભડભડે હો ! ૧

હોત ન વાણી કંઠ રૂંધાતી, સુખતર હોત ઘડી, તો
ગગનપાર ફેંકી જ ગજવતાં ગાત માતનાં ગીતો !
ભડકા ભડભડે હો ! ૨

જુઆળ જેવી દિનદિન ભરભર આવે ભરતી ઉરમાં;
પર્વત જેવા તરંગ ઉછળી ત્યાં જ શમે અંકુરમાંઃ
ભડકા ભડભડે હો ! ૩

હા ! અમ ભારતમાતા ! હજી શું ડરે જુગોજુગ પડવું ?
તુજ તે હીનદશા સ્મરતાં શું ગુપ્તપણે રહ્યું રડવું ?
ભડકા ભડભડે હો ! ૪

તુજને ચહાતાં ફિતૂર ગણાયું, તુજને ચહાતાં પાપી !
કાપી જીભ ગળે ખૂંચવળીઃ દુર્ગત જતી ન માપીઃ
ભડકા ભડભડે હો ! ૫

હાય, હતું ભારતના કવિનું જીવન એવું ખારું !
માતૃગાન માટે મૃત્યુ જ કે જીવનભર અંધારું !
ભડકા ભડભડે હો ! ૬

ભડકે બોલ્યા શબ્દ ઝઝળતા ખંચતા કંઠે કારી;
રસ ના વીર વહાવી શકે એ રસના જળો અમારી:
ભડકા ભડભડે હો ! ૭

+ + + +

ભારતમાતા ! હવે જો ઉર આ વીરરસે ઉભરાતું !
અમ રસનાના નવચમકારા જગત ભરી રેલાતું !
ભડકા ભડભડે હો ! ૮

તૂટો કવિ–ઉર ધૂનભર્યાં કે આ તમ્બૂર જ ફૂટો !
તુંહીં–તુંહીં–તુંહીં–તુંહીં ભારતમાતા એ જ એક સૂર ઊઠો !
ભડકા ભડભડે હે ! ૯

ખબરદાર

# ૧૩. વીરની વિદાય

મ્હારા કેસરભીના કન્થ હો !
સિધાવો જી રણવાટ.

આભ ધ્રજે, ધરણી ધમધમે, રાજ !
ઘેરા ઘોરે શંખનાદઃ
દુંદુભિ બોલે મહારાજનાં, હો !
સામન્તના વીરવાદઃ
મ્હારા કેસરભીના કન્થ હો !

આંગણ રણધ્વજ રોપીઓ હો !
કુંજર ડોલે દ્વારઃ
બંદીજનોની બિરદાવલી હો !
ગાજે ગઢ મોઝારઃ
મ્હારા કેસરભીના કન્થ હો !

પુર પડે, દેશ ડૂલતા હો !
ડગમગતી મહેલાતઃ
કીર્તિ કેરી કારમી, રાજ !
એક અખંડિત ભાતઃ
મ્હારા કેસરભીના કન્થ. હો !

નાથ ! મ્હેડો રણઘોડલે રે,
હું ઘેર રહી ગૂંથીશઃ
બખ્તર વજ્રની સાંકળી હો !
ભર રણમાં પાઠવીશઃ
મ્હારા કેસરભીના કન્થ હો !

સંગ લેશો તો સાજ સજું હો !
માથે ધરું રણમ્હોડઃ
ખડ્ગને માંડવ ખેલવાં,
મ્હારે રણલીલાના કોડઃ
મ્હારા કેસરભીના કન્થ હો

આવતાં ઝાલીશ બાણને હો !
ઢાલે વાળીશ ઘાવઃ
ઢાલ ફુટે મ્હારા ઉરમાં, રાજ !
ઝીલીશ દુશ્મનદાવઃ
મ્હારા કેસરભીના કન્થ હો !

એક વાટ રણવાસની રે,
બીજી સિંહાસનઘાટઃ
ત્રીજી વાટ શોણિતની સરિતે,
હો ! શૂરના સ્થાનનો ઘાટઃ
મ્હારા કેસરભીના કન્થ હો !

જયકલગીએ વળજો, પ્રીતમ !
ભીંજશું ફાગે ચીરઃ
નહિ તો વીરને આશ્રમ મળશું,
હો ! સુરગંગાને તીરઃ
મ્હારા કેસરભીના કન્થ હો !

રાજમુગટ ! રણુરાજવી ! હો !
રણુઘેલા ! રણુધીર !
અધીરો ઘોડીલો થનગને, નાથ !
વાધો રણે, મહાવીર !
મ્હારા કેસરભીના કન્થ હો !

ન્હાનાલાલ

## ૧૪. હિંદનું ભવિષ્ય

માજી હવે ઉજળી થાશે રાત અંધારી આથમી રે લોલ,
વ્હાણુલાં વાશે થાશે પ્રભાત દુઃખડાં જાશે શમી રે લોલ.

માજી તારા ઘાયલ પૂત સપૂત સૂતેલા જાગશે રે લોલ,
માજી થશે ઝાઝો ઝંઝાવાત જાતસુખ ત્યાગશે રે લોલ.

જાગશે દાન દયાના વીર ધીર વીર જાગશે રે લોલ,
જાગશે સાવજ ચિત્તા વાઘ કેસરી ત્રાડશે રે લોલ.

વરસશે સ્વાતીના વરસાદ આકાશથી આવશે રે લોલ,
માજી બે છીપે મોંઘે મૂલ મોતીડાં પાકશે રે લોલ.

જાગશે રામ વિનામાં રાગ ગર્વગંજન થશે રે લોલ,
જાગશે જાગશે જાદવચંદ્ર અધમ ઉદ્ધારશે રે લોલ.

જાગશે કર્ણાર્જુન થઇ એક ધનુર્વેદ ધારશે રે લોલ,
જાગશે ભીમ અને ભડ ભીષ્મ લીધાં પણ પાળશે રે લોલ,

જાગશે મેવાડી ભડવીર પ્રતાપનાં પણ ઘણાં રે લોલ.
માજી એને યુગયુગના અપવાસ કરશે પારણાં રે લોલ,

જાગશે શિવાજીનાં સેન ધરતી ધ્રૂજવશે રે લોલ.
જાગશે કુરુક્ષેત્રના ખેત ફરી ત્યાં ધૂમ થશે રે લોલ.

માજી તારી કુખનાં કીર્તિગાન ગૌરવ ગાજશે રે લોલ,
માજી તારા કુખભર પીશે દૂધ દૂધ દિપાવશે રે લોલ.

મંદ મૃદુ હિમાળાના વાય - ઉત્તરના વાયા જશે રે લોલ,
માજી જશે રોગ દોગ શોકના થોક શીતળતા શાંતિ થશે રે લોલ.

ઝરશે અમીઝરણાં વરસાદ ભૂમિ ભિંજાવશે રે લોલ,
કયારડે કલ્પતરુનો પાક કણના કળશી થશે રે લોલ.

માજી એવા મોંમાગ્યા વરસાદ કુંદનના વરસશે રે લોલ.
આવતી સાગરિયાની છોળ રતનચોક રેલી જશે રે લોલ.

માજી તારો ભાગ્ય–સવિતા ભર્ગ સીંચતો ચડતો જશે રે લોલ,
પ્રભુના શરદપૂનમના ચંદ્ર સમો મધ્ય સ્થંભી જશે રે લોલ.

માજી તારું ભારત બનશે સ્વર્ગ નંદનવન ઝાંખાં થશે રે લોલ,
માજી તારો જય જય જય જયકાર જગત ત્રણ ગાજશે રે લોલ.

વિહારી

# ૧૫. શકુનની ઘડીઓ

ધર્મના વીર ! ઓ આર્યપુત્ત ! ઊઠજો !
સુભટના શકુનની વાગી ઘડીઓ :
ઉત્તરાયણ થયા, ઉત્તરે રવિ વળ્યા,
ભાનુના ભર્ગની વરસી ઝડીઓ.

મૃત્યુને ખાળતા, શાન્તિને શોધતા,
ભીષ્મ પોઢ્યા હતા યુદ્ધઘાટે ·
મૃત્યુને પરહરી, શાન્તિભાથા ભરી,
શૂર ! ત્યમ સંચરો યુદ્ધવાટે.

સિંહના બાલથી ખેલતો—ગેલતો,
એ ભરતગોત્રના ગોત્રજો છો
સિંહને શસ્ત્ર શાં ? વીરને મૃત્યુ શાં ?
મૃત્યુના અમૃતને ઓળખો છો.

શાન્ત છો, દાન્ત છો, ધીર છો, વીર છો;
સુભટ છો સજ્જ નિઃશસ્ત્રતાથી :
ધર્મધ્વજ તમ ખડા, શસ્ત્ર સ્હામા વડા:
શ્રીહરિ સત્યના સમરસાથી.

નહાનાલાલ

# ૧૬. ગુર્જર વીર

અમે તો ગરવા ગુર્જર વીર !
સોહે પ્રાચીન ઓજ ખમીર !
અમે તો ગરવા ગુર્જર વીર !

કેસરી હાક અમારી ભયાનક
ગજવે ગહ્વર ગિર !
દુશ્મનના રણરંગી સંગે
ખેલન કાજ અધીર !
અમે તો ગરવા ગુર્જર વીર !

વિંધ્યાચળ અમ બાહુ ફેલ્યો
હિન્દ ઝુલાવે ધીર !
આંખલડીમાં અગ્નિ સમાવ્યો
કેસરરંગ્યા ચીર !
અમે તો ગરવા ગુર્જર વીર !

છાંટી આભ જ્યોન્મત્ત ઘુઘવે
ઘેરાં સાગર નીર !
તેને મસ્તક નર્તન ખેલી
બાંધ્યાં બલ જંજીર !
અમે તો ગરવા ગુર્જર વીર !

કાળે બાણુ કુટિલ બનાવ્યું
સૂર્યે ઝબોળ્યાં તીર !
વીજલ ઘોર ઘનેથી ઊતરી
બેઠે અમ સમશીર !
અમે તો ગરવા ગુર્જર વીર !

મૃત્યુના મિજમાન સદાના
પ્રાણુ ઉદાર અમીર !
કાળ તણે કુમકુમ ચાંદલીએ
અમૃત યશની લકીર !
અમે તો ગરવા ગુર્જર વીર !

રમણલાલ દેસાઇ

## ૧૭. વંદન જય ગૂજરાત

ભારતભૂમિની ગુણવંતી લઘુ પુણ્યવતી રસભૂમિ,
સત્યાગ્રહની કર્મભૂમિ તું, ઝઝુમીએ જહીં ઘૂમી,
જયગાન ગજવતાં માત;
તુજને વંદન જય ગૂજરાત !

રસકસવંતી ભરતભૂમિની શ્રેષ્ઠ સુભગરસપુત્રી,
ગિરિગહ્‌વર, સરવર, નદી, ઝરણાં, પ્રકૃતિ-પ્રસાદી ધરતી,
ધનધાન્ય ભરી રળિયાત;
તુજને વંદન જય ગૂજરાત !

યદુકુળતિલક કૃષ્ણચંદ્રની રાજ્યભૂમિ જયવંતી,
ઘોષ ગીતાના મહાય કરતી, કર્મયોગ ગુંજવતી,
જય ગૌરવવંતી માત;
તુજને વંદન જય ગૂજરાત !

સિદ્ધરાજ, વન, ભીમદેવ સમ સમરવીરોની પ્રસૂતા,
વીર કેસરીસમ જયત્રાડે ધરણી જે ધ્રૂજવતા–
કરી વિજયધ્વજ ફરકાટ;
તુજને વંદન જય ગૂજરાત !

નૃસિંહ, મીરાં સરખાં રસિયાં સંતનની રસજનની,
ધર્મધુરંધર દયાનંદ ને કલાપીની કુલભૂમિ,—
વા'તી રસબંસી દિનરાત;
તુજને વંદન જય ગૂજરાત !

## ૧૮. રત્નહરણ

કોણ દુષ્ટ આવ્યો અહીં, વીરા ! કાળજ દીધું કોરી ?
કોણ અમારું અણમોલું તે રત્ન ગયો છે ચોરી ?
ગોરી સ્વતંત્રતા હો !–(ધ્રુવ)

હસતું ઘર અમ રડતું કીધું, શૂન્ય બધું અહીં લાગે;
કોણ ફરી વસતું તે કરશે તેજ પનોતા પાગે ?
ગોરી સ્વતંત્રતા હો !–કોણ૦

મંત્ર તંત્ર કંઈ કામ ન આવ્યાં, શસ્ત્ર પડ્યાં જ નકામાં;
છળબળથી હા કો પલકારે ગયો હરી એ શ્યામા :
ગોરી સ્વતંત્રતા હો !–કોણ૦

વન વન ઢૂંઢયાં પણ ન મળે કહીં. પડયાં વદન સહુ હેઠાં :
મધુર સખી ! રે આપણ વચ્ચે આ શાં જબર છેટાં !
ગોરી સ્વતંત્રતા હો !–કોણ૦

કાળો કર દુર્ભાગ્યતણો ક્યાં છેક હજી છુપાવે ?
કિયા શોકવનમાં પૂરીને રાક્ષસ બિચ ઝુરાવે ?
ગોરી સ્વતંત્રતા હો !–કોણ૦

વાનરનાં જૂથ મળે ક્યાં, ક્યાં હનુમાન અમારો ?
અંગદ સેવક કોણ બનીને દે સન્દેશો પ્યારો ?
ગોરી સ્વતંત્રતા હો !–કોણ૦

કોણ પાજ બાંધી સાગર પર, નહિ કીધું તે કરશે ?
રત્ન અમારું મળશે પાછું, તો જ હૃદય અમ ઠરશે ?
ગોરી સ્વતંત્રતા હો !—કોણ૦

જ્યાં એ છે ત્યાં જનનું જીવન, નહિ ત્યાં મૃત્યુ જ સારું :
એ વિણ રામ અદલ ક્યાં રહેશે ? આંખ વિના અન્ધારું ?
ગોરી સ્વતંત્રતા હો !—કોણ૦

ખબરદાર

## ૧૯. અમે તો ભરતભૂમિના બાળ

અમે તો ભરત ભૂમિના બાળ,
અમોને કેવળ એ પર વહાલ,
નિરંતર કેવળ એ પર વહાલ.
અમે તો૦

સ્વર્ગ સમી પરભૂમિ સુન્દર ભલે રસમાં રમનાર;
અમ અન્તરમાં એને તેજે પળભર નહિ ચમકાર.
અમે તો૦

રંક ભલે રહી માત અમારી તદપિ તે અમ પ્રાણ;
હૈયાંગેલ સલૂણાં દેતી શીખવી ઉન્નત ગાન.
અમે તો૦

અવર ભૂમિની ભૂરકીમાં નહિ ભરત અમે ભૂલનાર;
પરમાતાનાં લાડ લૂખેરાં તે શું દુઃખ દળનાર.
અમે તો૦

અનેરું વ્રત કંઇ અમે ઉજવીશું ઝગતા સૂર ઝમકાર;
ઉષા સમી બસ ભરત હસાવી જગવીશું જયકાર.
અમે તો૦

વસંતવિનોદી

## ૨૦. જગાવો ભારતને કિરતાર !

જગાવો ભારતને કિરતાર !
રામ સમોવડ શાસક શોધું પયગમ્બર અવતાર,
મુગ્ધ બને જેના શાસનને જોઈ વિશ્વ-સંસાર :
—જગાવો.

દે બળપ્રેરક બળિભદ્રવીર, થવા સ્વદેશોદ્ધાર;
ક્ષુધા, તૃષા ઉર તાપ ટળે ને પીગળે જીવનભાર !
—જગાવો.

ધનિક જાગે, કોવિદ જાગે જાગે ખેતીકાર;
જાગે જનની, બાલ, બાલિકા: સજે સ્નેહ કલ્યાણ:
—જગાવો.

ભરતખંડના ભ્રમિત ભેદો ભેદી, સરજનહાર !
સમસ્ત હિન્દી કરે ઐક્યથી સ્વરાજ પદસંચાર :
પ્રભો ! અમ સ્તુતિનો આ સાર.
—જગાવો.

કેશવ હ. શેઠ

## ૨૧. જય જય મા મ્હારી !

સ્વર્ગંગા સેંથો મા ત્હારો,
માનસસર શિરમણિ રુપાળો,
ભાલ–ત્રિવલ્લિ વિમલ હિમ–હારો,
જય જય મા મ્હારી !

ઝૂલે જાહ્નવી સિન્ધુ કાને,
રેવા મહાનદી કટિ સ્થાને,
કાવેરી તોડા ઠાણે,
જય જય મા મ્હારી !

રામેશ્વર એડીએ ચળકે,
પુરી દ્વારિકા કાશી ઝળકે,
મા તારી વાણીની ઠળકે,
જય જય મા મ્હારી !

સપ્તશૂલ પંજાબ એક કર,
પરશુ અરવલ્લી બીજે કર,
તેગ લટકતી સહ્યાદ્રી કટિ પર,
જય જય મા મ્હારી !

રામ સૌમ્ય તુજ દગ પલકારો,
બુદ્ધ ઉદધિકરનો ધબકારો,
ગુરુ ગોવિન્દ પ્રકોપ ફૂંફાડો,
જય જય મા મ્હારી !

ભક્તિ–ગાન–ધુનિ માને વહાલી.
એ સ્વરબ્રહ્મ વિષે લે તાળી,
અગણિત માની મન્ત્ર–પ્રણાલિ,
જય જય મા મ્હારી !

દિવ્યચક્ષુ જ્યારે મા ખોલે,
જ્ઞાન–સમાધિ–પ્રકાશ જ ઢોળે,
વ્યાસ પતંજલિ શંકર બોલે,
જય જય મા મ્હારી !

શું શું મા તુજ સ્તવું વખાણી,
યુગ યુગ રાજરતનની ખાણી,
અશોક અકબર વિજયા રાણી,
જય જય મા મ્હારી !

બળવંતરાય ક. ઠાકોર

## ૨૨. એ જોગીરાજ

### (૧)

જોયા જગત ઘૂમી એક જોગીરાજને,
પુરાતન ભારતને ચોકઃ અલબેલડી !
જનનીએ દીધ એવા એક જોગીરાજને :
જગવ્યા જેણે ચૌદ લોકઃ અલબેલડી
જોયા જગત ઘૂમી એક જોગીરાજને.

કરણે સુણ્યા'તા સાચા એક જોગીરાજને,
મુખડે જેને બ્રહ્મબોલ · અલબેલડી !
હૃદયે પૂજ્યા'તા પૂજ્ય એક જોગીરાજને !
તપના ત્રિખંડ રવિ તોલ અલબેલડી !
જોયા જગત ઘૂમી એક જોગીરાજને.

જાણ્યા'તા જીવી જીવન એક જોગીરાજને,
ભર્યાં અમૃતે જેના ઉર અલબેલડી !
નિરખ્યા—એ પરખ્યા મુજ દેશ જોગીરાજને,
નયણે જેને વીજ—નૂર અલબેલડી !
જોયા જગત ઘૂમી એક જોગીરાજને.

### (૨)

દીઠા સખી ! મીઠા એવા એક જોગીરાજને,
બુદ્ધ શો વિશુદ્ધ દયા—રોમ ! અલબેલડી !

જાણ્યા—મનમાન્યા તપસિદ્ધ જોગીરાજને;
જીવને ગૂંથેલ કૃષ્ણ—પ્રેમ : અલબેલડી !
જોયા જગત ઘૂમી એક જોગીરાજને

રસના અખંડ રટે એક જોગીરાજને,
નીતિમાં રામના નિવાસ : અલબેલડી !
શ્વાસે વસાવ્યા રૂડા એક જોગીરાજને;
ઝીલ્યા જનકશા સંન્યાસઃ અલબેલડી !
જોયા જગત ઘૂમી એક જોગીરાજને.

જીવને જડેલ સખી ! એક જોગીરાજ એ,
બ્રહ્મચર્યે ભીષ્મ ભડવીરઃ અલબેલડી !
મર્ત્યપુરીમાં અમર એક જોગીરાજ એઃ
સત્યે હરિશ્ચન્દ્ર હીરઃ અલબેલડી !
જોયા જગત ઘૂમી એક જોગીરાજને.

(૩)

દેહે મઢેલ દેવ એક જોગીરાજ એ,
ચરિતે સુવર્ણ શા વિશુદ્ધ : અલબેલડી !
ધર્મે ધેનુશા નમ્ર એક જોગીરાજ એ;
શૌર્યે સિંહણ પીધ દૂધ : અલબેલડી !
જોયા જગત ઘૂમી એક જોગીરાજને.

શાને પૂછ્યું સખી ! જન્મ—જોગીરાજને ?
ઘોળ્યાં કુંકુમ કનકથાળઃ અલબેલડી !

શાને વધાવશું એ વિશ્વજોગીરાજને ?
ગૂંથી નભ-તારકની માળ : અલબેલડી !
જોયા જગત ઘૂમી એક જોગીરાજને.

જોગી, પરભોગી લૂખાં ભૂષણે નારાજ એ,
જોગીને વહાલો જીવનભોગઃ અલબેલડી !
મુક્તિને પન્થ એવા એક ગાંધીરાજ એ;
સનાતન ભારતને ચોક : અલબેલડી !
જોયા બ્રહ્માંડ ઘૂમી એક જોગીરાજ એ.

કેશવ હ. શેઠ

## ૨૩. એ કોણ ?

એ કોણ છે જે જાગ્યો ?
જેણે સહુને જગાડયાં ?
એ કોણ છે જે છૂટયો ?
જેણે સહુને છોડાવ્યાં ?
જે તરી શકે તે તારે,
જે જીવી શકે તે જિવાડે,
એ કોણ છે જે એવો ?
જેણે સહુને જિવાડયાં ?
જે હસી શકે તે હસાવે,
જે નમી શકે તે નમાવે;
એ કોણ છે જે એવો !
જેણે સહુને નમાડયાં ?
જે સાધી શકે તે સધાવે,
જે જીતી શકે તે જિતાડે,
એ કોણ છે જે એવો ?
જેણે સહુને જિતાડયાં ?
એ કોણ છે જે જાગ્યો ?
જેણે સહુને જગાડયાં ?

## ૨૪. ધન્ય ભૂમિ

ધન્ય ભૂમિ ગુજરાત માત તુજ ભાગ્યલેખ કંઇ ભવ્ય દિસે,
સહુ સાધુનો સાચો સાધુ સાબ્રમતી જલતીર વસે–ધન્ય ભૂમિ

રસકસ તારો ફરી બતાવા દેવલોક અહીં આવ્યો છે,
ધર્મ કર્મને સતેજ કરવા ભારત દેશ જગાવ્યો છે–ધન્ય ભૂમિ.

દિવ્ય તેજ એ દિવ્ય ફકીરી દેશપ્રેમ પ્રકટાવે છે,
પયગમ્બરીએ પ્રભા અનેરી દિલજ્યોત જગાવે છે–ધન્ય ભૂમિ

ધન્ય ભાગ્ય એ કુંજ ગુર્જરી ધન્ય ભાગ્ય એ નંદનવન,
ધન્ય ભાગ્ય સૌરાષ્ટ્ર સુજનતા જ્યાં પ્રકટે પ્રભુતાના જન–ધન્ય ભૂમિ

મોહન તારું નામ મીઠડું રગ રગ ચેતન લાવે છે,
સેવાના હો સન્ત ગાંધીજી દર્શનથી મન ભાવે છે–ધન્ય ભૂમિ

કાશી કે મથુરાથી આજે રાજનગર કંઇ ઓર દિસે,
સાભ્રમતી જલ લોટી લોટી ગંગા–યમુના આવી વસે–ધન્ય ભૂમિ.

અભિનંદન એ રાજનગરને અભિનંદન એ સરિતા તીર,
પ્રજાવર્ગને અભિનંદન જ્યાં રમતા પયગમ્બર વીર–ધન્ય ભૂમિ.

ગોકુળદાસ રાયચુરા

•

## ૨૫. ક્યારે ?

અમૂલા ધર્મ પૂર્વજના ધરી દેખાડશો ક્યારે ?
    પરાક્રમ વીર તનુજોનાં, કરી દેખાડશો ક્યારે ?

હતા પૂર્વે બહુ મોટા, થયા શાથી હવે છોટા ?
    પડ્યા જે વીર્યના તોટા, ભરી દેખાડશો ક્યારે ?

કહો છો વીરપુત્રો છો, કહો છો સૌ સુપુત્રો છો;
    બતાવી પાત્રતા પહેલી, તરી દેખાડશો ક્યારે ?

ચડીલો યજ્ઞવેદીમાં, ધૂનીને ધગધગાવીને;
    જગત પાવન કરી દેતા, ફરી દેખાડશો ક્યારે ?

હતા દાનેશ્વરી પૂરા, કરણ ને પાર્થ સમ શૂરા;
    ચળકતા હિંદના હીરા, ફરી દેખાડશો ક્યારે ?

હમેશાં દેશહિત ચહાતા, હૃદયના નીરમાં નહાતા;
    મહા બળવાન ગુણગાતા, ફરી દેખાડશો ક્યારે ?

સમરમાં કીર્તિ વરનારા, અમર નિજ નામ કરનારા;
    અચળ ઉત્સાહ ધરનારા, ફરી દેખાડશો ક્યારે ?

ધીરજ ને ધામ ધરનારા, વિજયની માળ વરનારા,
    અરિનું ધીર હરનારા, ફરી દેખાડશો ક્યારે ?

પ્રતાપી રામ રણધીરા, ભરત જેવા અચળ વીરા;
    બજ્ર હનુમંત સમ હીરા, ફરી દેખાડશો ક્યારે ?

પ્રતાપી પાડવો પ્રેમી, કુશળ શ્રીકૃષ્ણજી સ્વામી,
વિદુર ઉદ્ધવ સમા નેમી, ફરી દેખાડશો કયારે ?

પ્રતાપી પ્રાણુ દેનારા, પ્રજાના કષ્ટ હરનારા,
કસોટી તીવ્ર સહેનારા, ફરી દેખાડશો કયારે ?

કર્યાં જે તેમણે કામો, ઉઘાડયા સ્વર્ગના ધામો,
તમે પણ એ સમા નામો, ફરી દેખાડશો કયારે ?

સ્વીકારી શુદ્ધ આ સેવા, પ્રભુ દઇ મોક્ષના મેવા;
દિવસ અતિ ઊજળા એવા, હરિ ! દેખાડશો કયારે ?

વસંત

## ૨૬. આત્મશ્રદ્ધા

દીવાલો દુર્ગની ફાટે તમારા કેદખાનાની,
તૂટે જંજીર લોખંડી તમારી આત્મશ્રધ્ધા તો

તમારા માર્ગમાં ઊભા પહાડો યે ખસી જાશે,
બિયાબાં માર્ગ દઈ દેશે તમારી આત્મશ્રદ્ધા તો

ઊતરવા સાત સાગર જો તમારા પથ્થરો તરશે,
વિના નૌકા સફર થાશે તમારી આત્મશ્રદ્ધા તો

જવું આકાશમાં ધારો ન વાયુ-યાન પાસે છો,
વિના પાંખે ઊડી જાશો તમારી આત્મશ્રદ્ધા તો

થશે વિદ્યુત્ ને વાયુ તમારા દાસ અગ્નિ યે,
વરસશે મેહુ માગ્યા જો તમારી આત્મશ્રદ્ધા તો

હજારો રોગની જ્વાળા દવાના ભૂકના વિના,
બુઝાશે શાંતિ સિંચાશે તમારી આત્મશ્રદ્ધા તો

દિગંબર સાધુના ચરણે સિકંદર શાહ નામે છે,
ગળે સૌ ગર્વ ભૂપતિના તમારી આત્મશ્રદ્ધા તો

ઉગરની આગડહથી તો વિડોરા દૂધ પીએ છે,
પ્રકટશે પથ્થરે પ્રભુજી તમારી આત્મશ્રદ્ધા તો

પ્રભુ પ્રહલાદને માટે વનેલા લોહના થંભે,
સદા સાંનિધ્યમાં રહેશે, તમારી આત્મશ્રદ્ધા તો

મદોન્મત્ત સિંહ ને વ્યાઘ્રો ઋષિના ચર્ણ ચાટે છે,
તજે હિંસારી હિંસાને તમારી આત્મશ્રદ્ધા તે.

ઝરંતા ઝેર ભુજંગો ફણાને છત્ર શી ધરશે,
તજી દે ઝેર કાતિલો તમારી આત્મશ્રધ્ધા તો.

ઊભી રહી હાથ બે જોડી વિજયદેવી ધરી વરમાળ,
તમારે કંઠ આરોપે તમારી આત્મશ્રદ્ધા તો.

કલ્યાણજી

## ૨૭. રૂડો રંગીલો રેંટિયો

રૂડો રંગીલો મારો રેંટિયો રે બેન,
જાણે નાનીશી નાજુક મિલ જો;
ગાતી પ્રભુજીના પારણા રે બેન,
કાંતું પરોવી દિલ જો. રૂડો રંગીલો.

ભાઈરે સુતારીએ ઘડી દીધો રે બેન,
એનો એ મોટો ઉપકાર જો;
જુવાનીને એ જાળવે રે બેન,
વૃદ્ધાવસ્થાનો આધાર . જો. રૂડો રંગીલો.

કાંતું ઝીણું ને ભરું કોકડી રે બેન,
થાય સફળ નવરાશ જો;
દેવે દીધો રે દી-કાઢણો રે બેન,
આવે ડેલામાં હાસ જો. રૂડો રંગીલો.

રંકને આપે રોટલો રે બેન.
ઢાંકે ઉઘાડાં અંગ જો:
શ્રીમંતને પરમાર્થ શીખવે રે બેન,
વળી વધારે ઉમંગ જો. રૂડો રંગીલો.

આંખને એ અતિ કેળવે રે બેન,
હાથ બને હોશિયાર જો:
વિધવાનો એ ધન-વીરડો રે બેન,
સધવાને સ્વર્ગ નીસાર જો. રૂડો રંગીલો.

બુદ્ધિને બહુ ઝીણી કરે રે બેન,
શમ દમ શીખવનાર જો;
એવો મધુર સૂર ઉચ્ચરે રે બેન,
જાણે જગપતિનો ઝણકાર જો. રૂડો રંગીલે

દેશ તણો રે એ દીવડો રે બેન,
ઘર તણો શણગાર જો;
સતયુગનું સંભારણું રે બેન,
પુણ્ય પુરાણું હથિયાર જો. રૂડો રંગીલે

જેની દીવેટ દેવ દીવડે રે બેન,
એના કરી પટકૂળ જો;
પહેલાં પહેરાવું મારા દેવને રે બેન,
વરસાવે આશિષ ફૂલ જો. રૂડો રંગીલો

ઈશ્વર અમારા રેંટિયા રે બેન,
મંડાવજો ઘેરે ઘેર જો;
મોહન મનથી નહિ મૂકે રે બેન,
નાગા ઉઘાડાની મહેર જો. રૂડો રંગીલો.

હંસ

## ૨૮. મારો રેંટિયો

ધીરો ધીરો ચાલે રે,
મીઠો મીઠો ગાજે રે,
રૂડો મારો રેંટિયો હોજી.

એ રેંટિયામાં દેશોદયના નીકળે તાર,
એ તારે તારે ભાળું ભારતનો ઉદ્ધાર;
ધીરો ધીરો ચાલે રે.

ત્રાક રૂડી, પંખા રૂડા, ઉજ્જ્વળ એનો નાદ,
ઉજ્જ્વળ પૂણી ઓપતી, ઉજ્જ્વળ મારા હાથ;
દેશે મારા દેશને,
ઉજ્જ્વળ ઉજ્જ્વળ સાથ;
દુ:ખો સહુ હરતો રે,
નિર્ભયપણે ફરતો રે,
રૂડો મારો રેંટિયો હોજી.

દયા ક્ષમા ને દીનતા, ત્રણનો કાંત્યો તાર;
સુંદર રંગે શોભતો, દે સુખ તેદ અપાર;
મમ દુ:ખીઆનો દિલાસો રે,
વિપત્તિનો વિસામો રે,
રૂડો મારો રેંટિયો હોજી

આ રેંટિયાથી, નિપજે સુંદર ખાદી-રાજ;
આ રાજે રાજે, સ્વરાજ્ય આવે છે પાસ;
ધીરો ધીરો ચાલે રે,
મીઠો મીઠો ગાજે રે,
રૂડો મારો રેંટિયો હોજી.

મનોહર

## ૨૯. દેવીનું ખપ્પર

ભર ભર મારું ખપ્પર, ભૈયા ! ઓ ભારતના વાસી !
ઘર ઘર ભીખું હરનિશ ફરતી, હું જુગજુગની પ્યાસી:
ખપ્પર ભરો ભરો હો !—(ધ્રુવ)

ક્ષણ ક્ષણ ગણતાં મન ગોપાયું, ગોપાયું તન ત્રાસી,
બાર બાર મહાથી ભટક્યું, તોય અરે ઉપવાસી
ખપ્પર ભરો ભરો હો !

અંજલિ નાખે, ખોબો નાખે, નાખે કો ભર પ્યાલી,
જુગજૂનું તળિયું દે શોષી, ખપ્પર તો રહે ખાલી
ખપ્પર ભરો ભરો હો !

ઓ ભૈયા ! જુગના જુગ વીત્યા, હવે નહિ એ ચાલે,
નદ ઊલટાવો, સિંધુ ભરાવો—છલ છલ ભરો ઉછાળે !
ખપ્પર ભરો ભરો હો !

ગાજ વીજ ને મૂશળધારે રેલ રેલ જગ છાતી,
એક ઝાપટે નવ ચોમાસું વીર ! તૃષા ન છિપાતી
ખપ્પર ભરો ભરો હો !

જ્યોતિ જ્યોતિ ધગધગ જો જાગો, કોની કોની શું માગું ?
શિર કાપી ખપ્પરમાં નાખો, કરો કાળજું ચાકું !
ખપ્પર ભરો ભરો હો !

એક કેસરીની ત્રાડે તો ભરી દિસે વનવસતિ,
એક વીરરસની મસ્તીમાં કરુણતણી ક્યાં હસ્તિ ?
ખપ્પર ભરો ભરો હો !

અધઊઘડયાં છે દ્વાર પ્રભાનાંઃ ઓ ભૈયા ! ઝટ આવો !
ખપ્પર મારું ભરો વીરત્વે ! પૂર્ણ પ્રભા રેલાવો !
ખપ્પર ભરો ભરો હો !

ખબરદાર

## ૩૦. ખાંડાની ધારે

### ૧

ભરઆકાશે વાદળ છાયાં,
અંધારે વનવન ગૂંચવાયાં,
ઘૂડ ચિબડિયાં જ્યાં ત્યાં ધાયાં:
કોણ પૂરે પાંચાલીચીર ?

આશ-નિરાશે આત્મન-દાંડી
ડોલતી દે ધૈર્ય ન છાંડી;
ડગમગતી જગ રહે દેગ માંડી:
વહારે કોણ જશે નરવીર ?

ઊંડાં અજવાળાં જો આવે;
ગુર્જરવીર ! ગુર્જરવીર !
ઘૂડ ચિબડિયાં શું ત્યાં ફાવે ?
ગુર્જરવીર ! ગુર્જરવીર !

ઊંડાં અજવાળાં જો આવે;
ઘૂડ ચિબડિયાં શું ત્યાં ફાવે ?
નવરસભર નવજીવન લાવે,
ચીર પુરાવે ગુર્જરવીર !

૨

ખાણે ખૂણે ખોજ કરીને,
ઉર ઉત્સાહ ઉમંગ ભરીને,
મરતા પ્રાણે આશ ધરીને,
કોણે ઊંચાં કીધાં શિર ?

મસ્તતણી તોડી મસ્તાની,
તન ધનની કીધી કુરબાની;
નમ્ર, નિડર, સ્વાધીન, સ્વમાની,
સત્ય જ એ ગુર્જર નરવીર !

શું ખાલી ગરજીને સૂતા ?
ગુર્જરવીર ! ગુર્જરવીર !
શું મેઘે જળધોધ ન હૂતા ?
ગુર્જરવીર ! ગુર્જરવીર !

શું ખાલી ગરજીને સૂતા ?
શું મેઘે જળધોધ ન હૂતા ?
શું ભય ભાળી ઉર ભીરુતા
કદી જણાવે ગુર્જરવીર ?

૩

પગલે પગલે કંટક ભાગ્યા,
ચરણ રુધિર અરતાભર લાગ્યા,
પથરે પથરે પ્રાણ જ જાગ્યા,
પદ સ્પર્શે તૂટી જંજીર:

હૈયાંનાં પિંજર સળગાવ્યાં,
ભૂતતણાં ભરણાં મૂકાવ્યાં,
દ્વાર નવાં દશદિશ ઉઘડાવ્યાં;
. વંદન હો તેને નરવીર !

શું એકલડા આજ પડ્યા છે ?
ગુર્જરવીર ! ગુર્જરવીર !
એકલડા પણ શૂર ઘડ્યા છેઃ
ગુર્જરવીર ! ગુર્જરવીર !

શું એકલડા આજ પડ્યા છે ?
એકલડા પણ શૂર ઘડ્યા છેઃ
ખાંડાની ધારે જ ચઢ્યા છે,
બિરદ બતાવે ગુર્જરવીર !

૪

ઓ વીરા ! સારથિ શું કરશે ?—
ધર્મ ધર્મ ગીતા ઉચ્ચરશે :
અર્જુન રણટકારે ભરશે,
તો જ વિજય પામે રણધીર :

છિન્નભિન્ન અરિ દળબળ પળશે,
જુગજુગનાં અંધારાં ટળશે,
સત્ય ધ્વજ ઊડતી ઝળહળશે,
સ્નેહે જગ છાજે નરવીર !

એ નવજીવન જીવવા આવો,
ગુર્જરવીર ! ગુર્જરવીર !
એ નવચેતન આત્મ જગાવો,
ગુર્જરવીર ! ગુર્જરવીર !

એ નવજીવન જીવવા આવો,
એ નવચેતન આત્મ જગાવો,
ગુર્જર શૌર્ય જગે અંકાવો
જય જય હાવે ગુર્જરવીર !

ખબરદાર

# ૩૧. ભારતી વીરનું કૂચગીત

આછા અજવાળા આવે, ધારો સહુ અગડમગ,
કંઇ કુંકુમ પગલાં પડતાં પૂર્વે રંગાયા શુભ રંગ,
ઓ વીર ! જુઓ આકાશે, ઊતરે પાછી અમ ગંગ
હો ! પ્રભુના વહાણાં વાય ૧

મુજ આંખ ઠરી છે જોતી એ આવે નવઅવતાર,
પગલે પગલે ચગદાતા દેખુ આજ અધમ અન્ધાર,
ઓ વીર ! જુઓ ચોપાસે, જાગે ચેતન સહુ ઠાર
હો ! પ્રભુના તેજ વહાય ૨

મે આજ સુણ્યા તે શબ્દો, તે વીરસ્વરોના ઘોષ,
તે શતશુણ મેઘતણા ગર્જનશું રેડ્યો ઊંડો રોષ,
ઓ વીર ! બધે ભય નાસે, ને ડૂબે મોહ મદોષ
હો ! પ્રભુના સત્ય સુણાય ૩

ડો આવે છે જયઘોડે, છે વીર્યવિલાસી વેશ,
વિદ્યુત્ચમકાર સમો તરવારે હણુતો અમતમ ક્લેશ,
ઓ, વીર ! ધમો ઝટ ઝીલો એ ઉરચેતન આદેશ
હો ! પ્રભુના મન ગવાય ૪

મે કીર્તિ જ ઝાખી એની, એની જ સુણી મે વાત,
જ્યાં ત્યાં મે દીઠા હૃદય ઊછળતા સ્નેહતણા ઉત્પાત,
ઓ વીર ! ફરી શા ઊઘડે ગીતાના મર્મપ્રભાત !
હો ! પ્રભુના રથ રેલાય ૫

મેં દીઠા એના ડેરા ઠોકાતા ઠામોઠામ,
મેં શંખ સુણ્યા ફૂંકાતા એના શહેરે ગામોગામ;
ઓ વીર ! ધસો ધ્વનિ કરતા એ ધ્વજ પૂઠે અભિરામ !
હો ! પ્રભુની સ્વારી જાય. ૬

એ જયજય ગીતે આજે ધ્રૂજે ધરણી ને આકાશ,
એ ધર્મતણા જ ધડાકે પામે મોહ પ્રમાદ વિનાશ;
ઓ વીર ! રહો દૃઢ સત્યેઃ જ્યાં સ્નેહ વધે ત્યાં આશઃ
હો ! પ્રભુનાં રાજ્ય સ્થપાય ! ૭

ખબરદાર

## ૩૭. વીરનું સ્વરૂપશોધન

સહજ ગણી ન વિસારો, ભલા, એ તો આગતણો અંગારો!
હોય ભલે ઝીણો વાટ પડયો પણ વધતાં વિરાટ થનારો,
એ વિફર્યો ન ધરાય ધર્યો કદી, વન બધું બાળી જનારો!
ભલા, એ તો આગતણો અંગારો ૧

ઝરણું વહે ખળખળી પૂર પાસે, સહજ કદી નવ ધારો,
રેલે રેલાઈ જશે પૂર તાણી, તોડી-ફોડી કિનારો,
ભલા, એ તો આગતણો અંગારો ૨

નાનો નાનો પણ રાઈનો દાણો, છાનો રહે નહિ, ચારો!
જીભે દિલે ભરી ઝાળ ઉઠાડે, આગ ઉખાડે હજારો!
ભલા, એ તો આગતણો અંગારો ૩

વીરજન કુળના મૂળ થકી છે, વીર! જન્મ તમારો,
"શું કરિયે, કરિયે શું" કરો ના, ખળભળી જરા ખખારો!
ભલા, એ તો આગતણો અંગારો. ૪

છાગબાળથી કંઈ વિખળ અળગ થઈ, ગણવો શું ઢેક ગોઝારો?
કુંજરજૂથ નિહાળી બને શું ઠેમગીગાળ બિચારો?
ભલા, એ તો આગતણો અંગારો ૫

વીર ઊઠે ઝમૂકી નિજ ગતુને સમજી ધામનો ભાગે!
મૂળ સ્વરૂપ પ્રકાશો, વીરા, ઝગઝળ જાગ ઝગાગે!
ભલા, એ તો આગતણો અંગારો! ૬

ખબરદાર

## ૭૭. ફરી ભારત બનાવી દો !

પ્રભો ! જેવું હતું તેવું ફરી ભારત બનાવી દો !
જૂનું તો છો રહ્યું જૂનું, નવા જગને બતાવી દો !

રજત રત્નો સ્ફાટિક કાંચન, ખનિજ ધન રક્ષનારાઓ,
પહાડોના સદા સાવધ ખડા પહેરા ભરાવી દો !

વનૌષધથી ભર્યાં ભારે હરિત ઘન વૃક્ષરાજિનાં,
વનો વનરાજ વ્યાઘ્રોની ભીષણુ ઘોરે ગજાવી દો !

તૃણાગારે જઇ ચરતાં અહીં તહીં ધેનુનાં વૃન્દો !
સુરીલી ગોપજનની વાંસળી વહાલી બજાવી દો !

ગિરિ ગહ્વર પતિતપાવન પ્રદાતા મોક્ષનાં તીર્થો,
તપસ્વી સાધુ સંતોની અલખ ધૂનથી જગાવી દો !

પઠનપાઠન પ્રવાતનની પ્રકર્ષક, પર્ણકુટિઓ,
ગુરુવર શિષ્ય ગભરુ બ્રહ્મચારીથી સુહાવી દો !

સનાતન ધર્મનો સદ્‌બોધ દેતા શાસ્ત્રના જ્ઞાને,
હૃદય ઊંડાણથી અજ્ઞાનની આંધી ઉડાવી દો !

સુભટ નરવીર રણઘેલા, ધુરન્ધર રાજનીતિજ્ઞો,
પ્રતાપી કર્મવીરોચિત વરદ કાર્યો કરાવી દો !

સુપુત્રોની સુખી જનની ગૃહિણી ગૃહલક્ષ્મીના,
પ્રસન્ન વદને ગૃહસ્થોનાં ગૃહાંગણીઆં દિપાવી દો !

અતુલ વૈભવ અને વિજ્ઞાનથી ભૂષિત ભારતની,
નવા જગની ભલે ભગવાન ! પછી તુલના કરાવી દો !

પરિમલ

## ૩૪ આરતી

જય જય માતૃભૂમિ, મા, જય જય માતૃભૂમિ;
ગુણ તારા નિત્ય ગાઈ, નમીએ ચરણચૂમિ.
જય જય માતૃભૂમિ.

તુજ કિરીટ સ્વરૂપ, નંદનવન રાજે–મા, નંદનવન રાજે–
ભાલ પ્રદેશે તારા, શીખ પ્રજા છાજે.
જય જય માતૃભૂમિ.

ક્ષત્રિય વીરનો વાસ, ઊભરે ઉર ક્ષેત્રે–મા, ઊભરે ઉર ક્ષેત્રે–
સદૈવ તારે કાજે, પડતા રણક્ષેત્રે.
જય જય માતૃભૂમિ.

તુજ કેશાવલિ રૂપ, હિમગિરિ શોભે–મા, હિમગિરિ શોભે–
વિશ્વે અતિ વખણાઇ, જગનાં મન લોભે.
જય જય માતૃભૂમિ

બંગ અને ગુજરાત, બેલડીએ તપતાં–મા, બેલડીએ તપતાં
સાહિત્યે, વિજ્ઞાને, સહુ પહેલાં ધપતાં.
જય જય માતૃભૂમિ.

સિંધ, કચ્છ, સૌરાષ્ટ્ર, સત્ત્વ રૂપ તારાં–મા, સત્ત્વ સ્વરૂપ તારાં–
ઉદ્યોગે, વ્યાપારે, સૌન્દર્યે સારાં.
જય જય માતૃભૂમિ.

મહારાષ્ટ્ર, મદ્રાસ, દ્વંદ્વ ઉદયગામી–મા, દ્વંદ્વ ઉદયગામી–
સબળ, શ્રેષ્ઠ બુદ્ધિયુત, સ્થંભ જોડ જામી.
જય જય માતૃભૂમિ.

હૈયે હાર સ્વરૂપ, ગંગા ને યમુના–મા, ગંગા ને યમુના–
કટિ આભૂષણ જેવા, આબુ, વિંધ્ય ભલા.
જય જય માતૃભૂમિ.

અમાપ અર્ણવ નીર, તુજ ચરણો ધોતાં–મા, તુજ ચરણો ધોતાં–
શુભ શિરછત્ર સ્વરૂપે, ગિરિરાજ સ્હોતા.
જય જય માતૃભૂમિ.

સુજલાં સુફલાં માત ! સુધર્મની ધાત્રી–મા, સુધર્મની ધાત્રી–
હજીએ તું એની એ, છે જગને ખાત્રી.
જય જય માતૃભૂમિ.

ગ્રહી પ્રતિજ્ઞા આજ, તુજ મુક્તિ માટે–મા, તુજ મુક્તિ માટે–
સ્વરાજ્ય મંત્રો જપશું, સહુ શિરને સાટે.
જય જય માતૃભૂમિ.

સીતારામ શર્મા

•

## ૩૫ ઝંડાવંદન

તારે ક્યારે કેક દુલારે દિલનાં શોણિત પાયાં
પુત્રવિજોગી માતાઓનાં નયનઝરણુ ઠલવાયાં;
ઝંડા ! અજર અમર રે'જે,
વધ વધ આકાશે જાજે.

તારે મસ્તક નવ મંડાઇ ગરુડતણી મગરૂરી,
તારે ભાલ નથી આલેખ્યાં સમશિર ખંજર છૂરી;
ઝંડા ! દીન કબૂતર શો,
ઉરે તુજ રેંટીડો રમતો.

જગ આખા પર આણ ગજવતી ત્રિશૂળવતી જલરાણી;
મહારાજ્યોના મદ પ્રબોધતી નથી તુજ ગર્વનિશાની:
ઝંડા ! ગભરુ સંતોષી,
વસે તુજ હૈયામાં ડોશી.

નહિ કિનખાબ મુખમ્મલ મશરુ કેરી તારી પતાકા,
નહિ જરિયાની હીરભરતના ભભકા તુજ પર ટાંક્યા;
ઝંડા ! ભૂખરવો તો યે,
દિલો કોટિ તુજ પર મોહે.

પરભક્ષી ભૂદળ નૌદળના નથી તુજ ધ્વજફફડાટા,
વન રમતાં નિર્બળ મૃગલાં પર નથી નથી શેર હૂંકાટા;
ઝંડા ! ઊડજે લહેરાતો,
વહાલના વીંઝણલા વાતો.

ધર્મસિંધુની અંજલિ વહેતો સમિરણ તુજને ભેટે,
ખંડખંડની આશિષ છોળો ઉદધિતરંગો છાંટે;
ઝંડા ! થાકેલાં જગનો,
દિસે છે તું આશા-દીવડો.

નીલ ગગનથી હાથ ઝુલાવી વિશ્વનિમંત્રણ દેતો,
પીડિત જનની બાંધવતાના શુભ સંદેશા કહેતો
ઝંડા ! કરજે જગતેડાં
પ્રજા સઘળીના અહીં મેળા.

નીલ ગગનની નીલપ પીતી ઉન્નત તુજ આંખલડી;
અરુણે તેણે કેસરિયે અંજન બીજી મીટ મઢીલી:
ઝંડા ! શશીદેવે સીંચી
ત્રિલોચન ધવલ આંખ ત્રીજી.

એ ત્રણ આંખ ભરી તેં દીઠા તુજ ગૌરવ-રખવાળાં,
શ્રીફળના ગોટા સમ ફૂટયાં ફટફટ શીષ સુંવાળાં;
ઝંડા ! સાબિદ રહેજે હો !
અમારા મૂગા ભોગ તણો !

કુમળાં બાળ, કિશોર યુવજનોં, સહુ તુજ કાજે માર્યાં,
નરનારી, નિર્ધન, ધનવંતો-એ સબ ભેદ ભુલાયાં;
ઝંડા ! સાબિદ રહેજે હો !
રુધિરનાં બિન્દુ બિન્દુ તણો.

કો માતાના ખાલી ખોળે આજ બન્યો તું બેટો,
કપાળના કુંકુડાં હારી તેને પણ બળ દેતોઃ

ઝંડા ! સાહિદ રહેજે હો !
હજારો છાનાં સ્વાર્પણનો.

તુજને ગોદ લઇ સુનારાં મેં દીઠાં ટાબરિયાં,
તારાં ગીત તણી મસ્તીમાં ભૂખ તરસ વીસરિયાં

ઝંડા ! કામણ શાં કરિયાં,
ફિદા થઇ તુજ પાછળ ફરિયાં.

આજ સુધી અમ આવળી ભક્તિ જૂહા ધ્વજ પર ધાયાં
રક્તપિપાસુ રાજકુલોના નેજા કાજ કપાયાં

ઝંડા ! નિમકહલાલીનું,
હતું એ કૂડ બિરદ જૂઠું.

પંથ પંથ ને દેવ દેવની પૂજી ધજા નિરાળી,
એ પૂજન પર શીષ કપાવ્યાંઃ હાય ! કથા એ કાળી

ઝંડા ! વિત્યા યુગ એવા,
સકળ વંદનનો તું દેવા.

તું સાચું અમ કલ્પતરુઃ મુક્તિફળ તુજ ડાળે,
તારી શીત સુગંધ નથી કો માનસસરની પાળે,

ઝંડા ! જુગ જુગ પાંગરજે;
સુગંધી ભૂતળ પર ભરજે

રાષ્ટ્રદેવના ઘુમ્મટ ઉપર૰ ગહેરે નાદ ફરૂકે
સબ ધર્મોના એ રક્ષકને સંત નૃપાલો ઝૂકે

ઝંડા ! આજ ન જે નમશે,
કાલ તુજ ધૂલિ શિર ધરશે.

આઠે પહોર હુંકારા કરતો જાગ્રત રહે ઉમંગી !
સાવધ રહેજે, પહેરો દેજે, અમે ન રહીએ ઊંઘી;

ઝંડા ! સ્વજનના સંત્રી !
રહો તુંજ ઝાલર રણઝણતી !

ઝવેરચંદ મેઘાણી

## ૩૬. અંતરની આહ

[ ગાંધીજી ગોળમેજી પરિષદમાં જતા અટક્યા ત્યારે ]

મને સાગર પાર બોલાવી ઓ બ્રિટન !
આ દ ર મા ન ભર્યાં દઈ ઈ જ ન,
બાંધવતા કેરા બાંધીને બંધન

આખર આજ મતિ બગડી :
ફૂડી શ્વેત ધજા રગદોળી રહી !
અયિ ! અમૃત ચોઘડિયાં ગડિયાં
ત્યારે કેમ હળાહળ ઘોળી રહી !

મા રા કો લ પળાવવા કારણીએ
ખાંડયા ખેડૂતને મેં તો ખાંડણીએ,
એનાં ધાન લીધાં કણીએ કણીએ,

'આપી જાઓ વીરા મારા, નેકીને ખાતર !'
એમ ઘૂમ્યો વિનવી વિનવી.
ત્યારે વાહ સુજાન ! ઇમાનદારી કેરી
વાત તારે તો નવી ને નવી !

હું 'સુલેહ ! સુલેહ ! સુલેહ !' રટ્યો,
નવ નેકીને પથથી લેશ હટ્યો,
દિલે તારેથી તો યે ન દંશ મટ્યો.

તું 'ડરાવ! દબાવ! રિબાવ!' વિના
બીજો દાવ એકેય શીખી જ નથી!
તુંને શું કહું માનવની જનની!
વશ થાય પશુ પણ વહાલપથી.

મારા ખેડૂને માર : મને તહીં મહેફિલ!
આંહી ગોળીમાર : ત્યાં કૂજે કોકિલ!
આંહીં કાળાં કારાગાર : ત્યાં મંજિલ!

ખૂબ સહ્યાં અપમાન, ગળ્યાં વિષપાન
હવે મને રોકીશ ના!
મારાં સ્થાન માત કેરી ઝૂંપડીએ.
મને મહેફિલમાં ઘેલી! ગોતીશ ના!

અહીં છે, અહીં છે, મુગતિ અહીં છે;
નથી ત્યાં, નથી ત્યાં, બીજે કયાં, અહીં છે;
પ્યારી મા–ભૂમિની ધરતી મહીં છે.

એને શોધીશ ના દિલ! સાગરપારની
તે જબરી તકરાર વિષે,
એનો રાખીશ ના ઇંતબાર, હવે
બીજી વાર કો' કોલકરાર વિષે!

વળી જાઓ રે વહાણ વિદેશ તણાં!
મારે હૈયે તો કોડ હતા ય ઘણા,
સારી સૃષ્ટિના સંતસમાગમના.

મારે હોંશ તો ખાસ હતી મારા ખૂનના
પ્યાસી જનોના ગિલાપ તણી;
મારે હામ હતી ભૂખ્યા સિંહોની બોડમાં
પેસીને પીઠ પંપાળવાની.

મહાસિંધુની ઓ લહરી લહરી !
તમ બિન્દુ બે બિન્દુની જીભ કરી
કહેજો સારા વિશ્વને તીર ફરી–

જગબાંધવતા કેરા વૈરી જનોને ન
ગાંધીનું પ્રેમપ્રયાણ ગમ્યું,
દારૂગોળાના વારસદારને નમ્ર
ફકીરનું નેત્રસુધા ન ગમ્યું.

ઝવેરચંદ મેઘાણી

## ૩૭. છેલ્લો કટોરો

[ ગોળમેજી પરિષદમાં જતી વેળા ]

છેલ્લો કટોરો ઝેરનો આ : આ પી જજો બાપુ !
સાગર પીનારા ! અંજલિ નવ ઢાળજો બાપુ !

અણખૂટ વિશ્વાસે વહ્યું જીવન તમારું:
ધૂર્તો, દગલબાજો થકી પડિયું પનારું :
શત્રુ તણે ખોળે હળી સુખથી સુનારું

આ આખરી ઓશિકડે શિર સોંપવું, બાપુ !
કાપે ભલે ગર્દન : રિપુ-મન માપવું, બાપુ !

સુરઅસુરના આ નવયુગી ઉદધિ-વલોણે
શી છે ગતાગમ રત્નના કામી જનોને ?
તું વિના શંભુ ! કોણ પીશે ઝેર દોણે ?

હૈયા લગી ગરવા ગરલ ઝટ જાઓ રે બાપુ !
ઓ સૌમ્ય-રૌદ્ર ! કરાલ-કોમલ ! જાઓ રે બાપુ !

કહેશે જગત : જોગી તણા શું જોગ ખૂટ્યા ?
દરિયા ગયા શોષાઈ ? શું ઘનનીર ખૂટ્યાં ?
શું આભ સૂરજ-ચંદ્રમાના તેલ ખૂટ્યાં ?

દેખી અમારાં દુઃખ નવ અટકી જજો બાપુ !
સહિયું ઘણું, સહીશું વધુ : નવ થાકજો બાપુ !

ચાબૂક, જપ્તી, દંડ, ડંડા મારના,
જીવતાં કબ્રસ્તાન કારાગારનાં,
ઘોડાઘણાં છંટકાવ ગોળીબારના,

એ તો બધાં ય ઝરી ગયાં, કોઠે પડ્યાં, બાપુ!
ફૂલ સમાં અમ હૈડાં તમે લોઢ ઘડ્યાં, બાપુ!

શું થયું, ત્યાંથી ઠીંગલુ લાવો ન લાવો :
ખોળા દઇશું, ભલે ખાલી હાથ આવો!
રોપશું તારે કંઠ રસબસતી ભુજાઓ.

દુનિયા તણે મોંયે જરી જઇ આવજો, બાપુ!
હમદર્દીના સંદેશડા દઇ આવજો, બાપુ!

જગ મારશે મેણાં: ન આવ્યો આત્મજ્ઞાની!
ના'વ્યો ગુમાની બોલ પોતાના પળાની!
જગપ્રેમી જોયો! દાઝ દુનિયાની ન જાણી!

આજાર માનવ–જાત આકુળ થઇ રહી, બાપુ!
તારી તબીબી કાજ એ તલસી રહી, બાપુ!

જા બાપ! માતા આખલાને નાથવાને,
જા વિશ્વહત્યા ઉપરે જલ છાંટવાને,
જા સાત સાગર પાર સેતુ બાંધવાને,

ઘનઘોર વનની વાટને અજવાળતો બાપુ!
વિકરાળ કેસરિયાળને પંપાળતો, બાપુ!
ચાલ્યો જજે તુજ શોભિયો ભગવાન છે, બાપુ!
છેલ્લો કટોરો ઝેરનો પી આવજે, બાપુ!

ઝવેરચંદ મેઘાણી

## ૩૮. માતા તારો બેટડો આવે !

[ ગોળમેજીમાંથી પાછા આવ્યા ત્યારે. ઢાળ–'શિવાજીને નીંદરું નાવે']

માતા ! તારો બેટડો આવે,
આશાહીન એકલો આવે.

જો જો ! મારો બેટડો આવે,
સંદેશાઓ ખેપિયા લાવે.

જ્વાળામુખી એને કાળજે રે એની આંખમાં અમૃતધાર:
એવો કોઈ માનવી આવે,
ભેળાં કાળનોતરાં લાવે— માતા૦

સૂતો રે હોય તો જાગજે સાયર ! ઘેર આવે પ્રાણાધાર;
હૈયે તારે બાંધ હિંડોળા,
મોભી મારો ખાય બે ઝોલાં— માતા૦

ધૂળ-રોળાણું એ મુખ માથે વીરા, છાંટજે શીતળ છોળ;
પ્રેમેથી પાહુલિયા પોજે !
આછે આછે વાયરે લહોજે— માતા૦

તારા જેવાં એનાં આતમનાં ગેબી, હિમ, અગાધ ઊંડાણ:
ત્યાં યે આજે આગ લાગી છે,
ધુંવાધાર તોપ દાગી છે— માતા૦

સાત સિંધુ તમે સામટા રે ! એની ઓલવાશે નહિ ઝાળ;
ઠાલાં નવ ઢાળશો પાણી
ના ના એની વેદના નાની— માતા૦

કોટકોટાન હૂતાશ જલે તારા હૈયાની માંહી એ આશ!
એવી કોઠ આપદા પીડે
છાની ચોની છાતડી નીચે— માતા૦

માનતા'તાં કૂડા માનવી રે, એને ફોસલાવી લેવો સો'લ!
પારાધીના પિંજરા ખાલી,
હંસો મારો નીકળ્યો હાલી— માતા૦

ઘોર અંધારી એ રાતમાં રે બીજાં બાળ ઘોરાણા તમામ,
આઠે પોરે જાગતી આંખે,
બેઠો તું તો દીવડે ઝાંખે— માતા૦

જૂડયા બૂડયા બીજા ઘેલડા રે આનાભોગ કેરે પારાવાર;
બેટા! તું તો પોયડું નાતું,
છાં એક આભલી નાતું— માતા૦

એકલો તું આડા હાથ દેતો ઊભો દોખિયાંને દરબાર,
તારી એ અતાગ સબૂરી
શોષી લીધી વેરીએ પૂરી— માતા૦

કૂડ પીધાં, હીણુમાન પીધાં, પીધાં ઘોળી દગાવાળાં દૂધ,
કકડતાં તેલ તેં પીધાં
ગાળી ગાળી લોહ પણ પીધાં— માતા૦

ગોપવીને છાના ઘાવ કલેજાના રાખને ખૂણ ખામોશ!
વાવાઝોડાં કાળનાં વાશે
તે દી' તારી વાટ જોવાશે— માતા૦

કંપશે સાત પાતાળ, આભે જાતા ઝીંકશે સાયરલોઢ,
ખંડે ખંડ ભોલશે લાવા,
ભૂકમ્પોના ગાજશે પાવા— માતા૦

'ધાઓ ધાઓ ધેનુપાળ!' એવા તે દી' ઊઠશે હાહાકાર,
શાદૂળા ને સાંઢ માતેલા
ઢુંગે ઢુંગે ભાગશે ભેળા— માતા૦

ભાઈ વિદેશીડા! વિનવું રે એને રોકશો માં ઝાઝી વા'ર,
બેઠી હું તો દીવડો બાળું
કચરે એના ગાલ પંપાળું— માતા૦

તારી કમાઈ ગુમાઈનો રે મારે માગવો નો'ય હિસાબ
બેટા! તારી ખાકની ઝોળી
માતા કેરે મન અમોલી— માતા૦

ઝવેરચંદ મેઘાણી

# છેલ્લી સલામ

[ હરિજનો માટે પૂના ખાતે મંડાયેલા મહાત્મા ગાંધીજીના પહેલા
અનશનવ્રતના સપ્તાહ વખતે ]

[ રાગ– ભૂલ્યો રે ભૂલ્યો રાજ સુત રે ગોપીચંદજી
પિયા ! પરદેશી ન જાના હો જી !
એ રે મેંદિરિયે અમને નીંદરા ન આવે ને,
મારે મન રે ગમ ન ભાગે હો જી ! —એ ભજનનો ]

સો સો રે સલામું મારા ભાંડુડાંને કે'જો રે,
ઝાઝેરા જુહાર જગને દેજો હો જી !
મળાયું ન તેને સહુને માફામાફ કે'જો ને,
રુદિયામાં રાખી અમને રે'જો હો જી.

ટીપે ટીપે શોણિત મારાં તોળી તોળી આપું તો યે,
પૂરાં જેના પ્રાછત કદીયે જડશે ન જી,
એવાં પાપ-દાવાનળમાં જલે છે જનેતા મારી,
દિલડાના દુઃખ નળગ્યા–ઠરશે ન જી !
–સો સો રે સલામું૦

'દીધાં ખાખ ખાંડવ વનને પાંડુ તણા પુત્રે તે દી'
નિરદોષી નાગાં લાખો ભૂંજાણાં રે જી,

આદુનાં નિવાસી એ તો આ રે આર્યભોમ કેરાં,
પૂર્વજ મારાને પાપે ઓરાણા હો જી,
—સો સો રે સલામું॰

[1]રઘુપતિ રામ મારા સદાનો વિસામો—એણે
ઋષિઓને વચને ખાપેલ ખોટયું હો જી,
પ્રભુનામ ભજતો એણે પારાધી સંહારિયો રે
એનું ઘોર પાતક આજે ઊમટયું હો જી !
—સો સો રે સલામું॰

છેદ્યાં, બાળ્યાં, ગારદ કીધાં પૃથ્વીના પેટમાં ને,
અસુરો કહીને કાઢયાં વનવાસ જી;
જીવતાં ને કાજે જુદી નરકું બંધાવિયું ને
સદાના નરાધમ રાખ્યાં દાસદાસી જી !
—સો સો રે સલામું॰

[2] સમર્થોની સત્તા સતો ધુતારાની ધૂતણબાજી,
કુડિયા ગુરુની કૈં કૈં કરામત જી;
એની તો વણાવી ધીંગી ધરમધજાઓ ને
ભાંડુ કેરે રગતે રંગી ભલી ભાત જી
—સો સો રે સલામું॰

---

૧ બ્રાહ્મણે આવીને રામચંદ્ર પાસે પોકાર કર્યો કે શમ્બુક નામના શૂદ્રે તપશ્ચર્યા માંડી છે તે કારણે મારો પુત્ર મૃત્યુ પામે છે ! તે પરથી રામચંદ્રે એ તપસ્વીનો શિરચ્છેદ કર્યો હતો

૨ આ બધા જુલમો ધર્મને નામે થઇ રહેલ છે એ ભાવાર્થ

એવી એવી ઝડીઓ મારાં સહોદરો ઝીલતાં ને
ધરમધજા કેરે ક્યારે સીંચાણાં હો જી.
રુદામાં શમાવી સરવે રુદનપિયાલા વાલાં!
હરિ કેરા રથડા હેઠળ પિલાણાં હો જી
—સો સો રે સલામું

રથના સારથિડા સુણજો સાધુ ને ગુંસાઈ સરવે!
કડાકા કરે છે રથની ધરીઓ હો જી.
જુઓ જુઓ જુગનો ભૈરવ ઊભો વાટ ખાળી આજે,
ભીતર તો નિહાળો, હરિ ક્યાં પળિયો હો જી.
—સો સો રે સલામું

જુગનો મહારાજા આજે મહાકાળ જાગિયો ને,
ધરમ કેરા ધારણ કાંટા માંડે હો જીઃ
' સતને ત્રાજવડે મારાં કલેજાં ચડાવિયાં મેં',[1]
શીશ તો નમાવ્યું શાસનદંડે હો જીઃ
—સો સો રે સલામું

હરિ કેરાં તેડાં અમને—આવી છે વધામણી રે,
દલિતોને ઉત્સવ હાકલ પડી છે હો જી;
હસતાં મુખડાંની અમને વિદાયું દિયો રે વાલાં!
રખે કોઈ રોકે નયણાં રડીને હો જી
—સો સો રે સલામું

ઝવેરચંદ મેઘાણી

[1] મહાત્માજીના શબ્દો: 'I have laid down my life in the scales of justice'

## ૪૦. રણગીત

કોણ રે ઊઠશે, ભાઈ !
હો કે, કોણ રે ઊઠશે, ભાઈ !
શંખ કરાળે, દુઃખની ત્રાડે,
ભારત માતા આપણી ગાથા
બોલે, હો ભાઈ !
ભારત આપણી બોલે,
ભૂખ મિટાવા, દુઃખ ફિટાવા
કોણ રે ઊઠશે, ભાઈ !
હો કે, કોણ રે ઊઠશે, ભાઈ !

[વૃન્દગાન]

ભારતવીર, ભારતવીર,
ઊઠવા અમે સૌ અધીર,
ઊઠશું અમે ભારતવીર.

કોણ રે ધપશે, ભાઈ !
હો કે, કોણ રે ધપશે, ભાઈ !
તીર- વછૂટે, વેગ અખૂટે
કૂચમાં કદમ, લેશ નહિ દમ
ખૂટે, હો ભાઈ !
કૂચમાં દમના ખૂટે,
ઝીલતા ઘાવ, જીતતા દાવ,
કોણ રે ધપશે, ભાઈ !
હો કે, કોણ રે ધપશે, ભાઈ !

[વૃન્દગાન]

ભારતવીર, ભારતવીર,
ધપવા અમે સૌ અધીર,
ધપશું અમે ભારતવીર

કોણ રે લડશે, ભાઈ ?
હો કે, કોણ રે લડશે, ભાઈ ?
જગત કેરે યુદ્ધે અનેરે,
ઝેર દિલોનાં, વેર દેશોનાં,
વેરે એ ભાઈ !
ઝેર દેશોનાં વેરે,
અખૂટ પાળે એકલો ભલે,
કોણ રે લડશે, ભાઈ ?
હો કે, કોણ રે લડશે, ભાઈ ?

[વૃન્દગાન]

ભારતવીર, ભારતવીર,
લડવા અમે સૌ અધીર,
લડશું અમે ભારતવીર

કોણ રે સહેશે, ભાઈ ?
હો કે, કોણ રે સહેશે, ભાઈ ?
વેદના ભૂંડી, યાતના ઊંડી,
મૂઢ કે ખુલ્લી ચોટ અસિની
ફૂંડી, એ ભાઈ !

મૂઢી ચોટો ફૂડી,
કઠણુ હૈયે, કોમળ હૈયે,
કોણુ રે સહેશે ભાઈ!
હો કે, કોણુ રે સહેશે, ભાઈ!

[વૃન્દગાન]

ભારતવીર, ભારતવીર,
સહેવા અમે સૌ અધીર,
સહેશું અમે ભારતવીર.

કોણુ રે મરશે, ભાઈ!
હો કે, કોણુ રે મરશે, ભાઈ!
કેસરરંગે, કાળભુજંગે.
જીવન ઘોળી, ખેલતો હોળી,
અંગે એ ભાઈ!
જીવનહોળી અંગે
મુક્તિકાજે, અમર સાજે,
કોણુ રે મરશે, ભાઈ!
હો કે, કોણુ રે મરશે, ભાઈ!

[વૃન્દગાન]

ભારતવીર, ભારતવીર,
મરવા અમે સૌ અધીર,
મરશું અમે ભારતવીર.

સુન્દરમ

## ૪૧. પ્રાણ જાગે

આજ પરવશ પ્રાણ જાગે !
પ્રાણ જાગે આજ પરવશ, કાળજૂના થર ઉવેખી,
સુજનજૂની શૃંખલાના બંધનોને છેક છેદી,
દઇ હૂંકારો, ફાળ ભરતો, પીડિત માનવબાળ જાગે !
આજ પરવશ પ્રાણ જાગે !

મુક્તિ તણો છે યજ્ઞ માંડયો હોમવા બલિદાન મોંઘાં,
ધ્યેયસિદ્ધ કાજ કરવા પ્રાણને પણ સાવ સોંઘાં,
શપથ એવા આજ લેતો મનુનો કુળભાણુ જાગે !
આજ પરવશ પ્રાણ જાગે !

દીન ને દુબળાં ય જાગે આજ ત્યાગી ધર્મ જૂનો,
મુક્તિ કરે પુકાર પલટે જુગજુગાંતરના ગુલામો,
ધ્રૂજે ધરા ક્રાન્તિનિનાદેઃ પરમ પદ પુરુષાર્થ જાગે !
આજ પરવશ પ્રાણ જાગે !

સહ્યાં બહુદિન બંધનો તે છેદવાં આજે અમારે,
ભલે વરસે તોપ-ગોળા, છે નહિ પરવા લગારે,
'માથું પડે ને ધડ લડે' એ શૌર્યના રણઘોષ જાગે !
આજ પરવશ પ્રાણ જાગે !

સૈન્ય ઉમટયું દુર્બળોનું ગરીબ ને કંકાલનું દળ,
પડઘા પડે પદધ્વનિ તણા ને ધ્રૂજતી ધરતી પ્રબળ,
'આગે કદમ' 'આગે કદમ' એ નાદના પડછંદ જાગે !
આજ પરવશ પ્રાણ જાગે !

બજે ભેરી, ગડે નોબત, ઘંટ વાગ્યો ઘણઘણે,
શોષિત ને શ્રમજીવીઓના દળમહીં હય હણહણે,
ફરકંત નેજો રક્તરંગી : પ્રાણસંગી : ભવ્ય લાગે
આજ પરવશ પ્રાણ જાગે !

તૂટે મિનારા આભઊંચા, ને ય મહેલાતો ખડી,
ક્રાન્તિ કરે પોકાર પ્રગટે નવજીવન : શી આ ઘડી !
યુગપલટો આજ એવો : પથ્થર મહીં પણ પ્રાણ જાગે !
આજ પરવશ પ્રાણ જાગે !

જીવનલાલ જાની

## ૪૨. હિન્દુસ્તાનમાં !

આલમમાં ઊંચા ફરકશે મુક્તિના નિર્મળ નિશાન,
જ્યાં લગી જીવશે મરદ એકાદ હિંદુસ્તાનમાં !

દેવવાડીમાં ઉડાડી ઘોર ખાખ મસાણની,
આજ ગાજે ગર્વથી જલ્લાદ હિંદુસ્તાનના !

માતના સૂણી આર્તનાદો આજ રાચી નાચતા :
કાલ તે દુશ્મન થશે બરબાદ હિંદુસ્તાનના !

વૃદ્ધ ને શીતલ હિમાચલ : અંતરે ધૂંધવે અનલઃ
દેખશો જ્વાળામુખીની જાત હિંદુસ્તાનમાં !

આજ પશુબળ લાલ લોચન જાંઘ થાબડતું ભલે :
કાલ ઓસરશે અસૂર-ઉન્માદ હિંદુસ્તાનમાં !

પ્રેમઃ એક જ ધર્મ, સાધનઃ સત્ય, જાતિઃ માનવોઃ
ગુંજશે બ્રહ્માંડ મંગલ નાદ હિંદુસ્તાનમાં !

ખુદ્દનશીબી કાય જો આ, જંગમાં મારી ઢળે,
રોપજો મારી ચિતા આઝાદ હિંદુસ્તાનમાં !

વિશ્વશાંતિનો ધવલ ધ્વજ રોપશું જગચોકમાં:
કાલ કોમલ બાળકો સિદ્ધાર્થ હિંદુસ્તાનના !

મુક્તિશીરીં ઘેલડાને સૌ વિસામા છે હરામઃ
સનમ-ખોળે કે કબર : ફરહાદ હિંદુસ્તાનના !

કરસનદાસ માણેક

## ૪૩. એકલો જાને રે

તારી જો હાક સુણી કોઈ ના આવે
તો એકલો જાને રે!
એકલો જાને, એકલો જાને, એકલો જાને,
એકલો જાને રે!–તારી૦

જો સૌનાં મોં સિવાય
ઓ રે ઓ રે ઓ અભાગી!
સૌનાં મોં સિવાય;
જ્યારે સૌએ બેસે મોં ફેરવી,
સૌએ ફરી જાય,

ત્યારે હૈયું ખોલી,
અરે તું મોં મૂકી તારા મનનું ગાણું
એકલો ગાને રે!–તારી૦

જો સૌએ પાછાં જાય–
ઓ રે ઓ રે ઓ અભાગી!
સૌએ પાછાં જાય;
જ્યારે રણવગડે નીસરવા ટાણે,
સૌ ખૂણે સંતાય;

ત્યારે કાંટા–રાને
તો તારે લોહી નીગળતે ચરણે ભાઈ,
એકલો ધાને રે!–તારી૦

જ્યારે દીવો ના ધરે કોઈ,
ઓ રે ઓ રે ઓ અભાગી !
દીવો ના ધરે કોઈ;

જ્યારે ઘનઘોરી તુફાની રાતે
બાર વાસે તને જોઈ;
ત્યારે આભની વીજે
તું સળગી જઇ સૌનો દીવો
એકલો થાને રે !—તારી૦

તારી જો હાક સુણી કોઈ ના આવે—
તો એકલો જાને રે !
એકલો જાને, એકલો જાને, એકલો જાને,
એકલો જાને રે !—તારી૦

મહાદેવભાઈ

## ૪૪. માનાં દર્શન

ઉત્તર સીમે ઉમાશિખર છે જેણે ફંફોસ્યાં જનજોમ,
દક્ષિણ પાદર પાવન તારી કન્યાકુમારીની છે ભોમ !

કહે, કહે, મા ! કોણે તારાં
કહ્યાં દર્શનો ગોઝારાં ?

તવ કુખથી જન્મ્યા પેગંબર કૃષ્ણ, તથાગત ને મહાવીર,
ભૂતકાળના ચિરઅવશેષો કંઈ કંઈ કવિદષ્ટાઓ ધીરઃ

એવાં એ દર્શન તુજ ન્યારાં
જગમાં કોને મળનારાં !

કાવ્યકળા ને સંસ્કૃતિની છે આજે યે ઝગતી તુજ જ્યોત,
જગને ખંડેખંડ પડે છે એ તારો ઝળહળ ઉદ્યોત!

મા ! દિવ્યોજ્જ્વલ લોચન તારાં
કદિયે ઝાંખાં પડનારાં ?

માર સહીને મુક્તિ ચહે, મા ! એવાં કયાં બીજાં સંતાન !
જગકલ્યાણક એ નવવિધિએ આજ લડે તવ વૃદ્ધ યુવાન !

દેશ, કહે મા ! કયાં છે એવો
વિશ્વકુટુંબ ગણે તેવો !

વ્યોમવિહારી વાદળ જેનાં હિમાલયે રમી ગાળે કાળ,
જ્યાં કોઇ જઇ ન શકયા, તે શિખરો પીગળી કરતાં દેશ રસાળઃ

કયાં એવી સેવા કરનારા,
મા ! તુજ વટ રાખણહારા ?

ધન્ય માતને ! ધન્ય પુત્રને ! ધન્ય ધન્ય હિંદી અવતાર !
પાપી પણ મા ! તુજ ખોળે રહી જોશે તુજમાં પ્રભુ સાકાર !

કહે, કહે મા ! કોણે તારાં
કહ્યાં દર્શનો ગોઝારાં ?

कोलक

## ૪૫. નૂતન યુગનો પાર્થ

જાગી જાગી દિશા કેરી દેવીઓ રે,
જાગ્યાં અવની ને આકાશ જો.

જાગ્યો સાગર હસ્ત ઉછાળતો રે,
પીતો પૂર્વપતિના પ્રકાશ જો.

આવ્યો આવ્યો એ દધિચિના વંશનો રે,
આવ્યો આવ્યો એ બુદ્ધનોભ્રાત જો.

આવ્યો આવ્યો શાશ્વત મંત્ર ઉચ્ચારતો રે,
આવ્યો આવ્યો નૂતન યુગનો પાર્થ જો.

આવ્યો આવ્યો ઈશુની જમાતનો રે,
ગાતો ગીતાના ઉદ્બોધ જો.

આવ્યો મર્મ કુરાનના વાંચતો રે,
આવ્યો ઉચ્ચરતો બુદ્ધઘોષ જો.

આવ્યો હિંસાની આગ હોલાવતો રે.
આવ્યો વરસતો પ્રેમનાં નીર જો.

આવ્યો દુર્ગ અસત્યના ભેદતો રે,
આવ્યો માનવવંશ—પ્રવીર જો.

આવ્યો દભ્યાં દાઝયાંને સંભાળવા રે,
આવ્યો પતિતોદ્ધારણ કાજ જો.

આવ્યો રંકના પીડન ભાંગવા રે,
આવ્યો સંતતેણો શિરતાજ જો.

એણે અસૂર શું સાહસ આદર્યાં રે,
રચી કાંઈ તપસ્યા કેરા દુર્ગ જો.
એણે શક્તિ અપૂર્વ કરે ધરી રે,
ઊભા શસ્ત્રધરો થઈ મૂઢ જો.
ઊભી સાગરતીર વજાડિયો રે,
પાંચજન્ય સમોવડ શંખ જો.

એના શબ્દે સકળ જગ સ્પર્શિયું રે,
વ્યાપ્યો વીરત્વનો મહાજંગ જો.
એને રાજતાજની નહિ વાંછના રે,
નહિ એને સ્વર્ગ સુખો તણો મોહ જો.
એણે પરમ પદારથ પામવા રે,
માંડયા હિંસાના મહાદ્રોહ જો.

કસી કસી બુદ્ધિહૃદયની બેલડી રે,
ધાર્યાં એણે વિશ્વપટે નિષ્કર્ષ જો.
એણે આતમનીર નીતારિયાં રે,
માંડી પરબો તરસ્યાં કાજ જો.
સુણજો સુણજો સકળ મનુબાન્ધવો રે.
એનો એક અમૂલખ બોલ જો.
આપ્યા એણે તમે ન વિસારજો રે,
વિશ્વોદ્ધારણના મહાકોલ જો.

સુંદરજી બેટાઈ

## ૪૬. માતનો બેટો

ડુંગરા સૂતા ડોલવા લાગ્યા ને ધરતી પાડે સાદ,
ધરતી પાડે સાદ:
"સૂતો હોય તો જાગજે બેટા, રણનો સોરિંગ નાદ!

આવ્યું આજ મોંઘું ટાણું,
ગાઈ લે મોતનું ગાણું!

મુલક તારો જાય રસાતળ ધરમ કરમ સાથ,
ધરમ કરમ સાથ:
આથમણા જો વાયરા વાયે, ગાજે મેઘલી રાત!

ઝરે જો આભ અંગારા
સ્થળે સ્થળે લોહીની ધારા!"

સપનું કારમું ભાળીને જાગ્યો, જાગ્યો માનો પૂત,
જાગ્યો માનો પૂત:
નેણ ચોળીને જોયું તો તેણે ભાળ્યાં ભયાનક ભૂત!

લળી તેને વિનવે નેહે:
"સિધાવોને આપને ગેહે!"

પાય પડીને વિનવ્યા તેને, વિનવ્યા કોટિક વાર,
વિનવ્યા કોટિક વાર:
વિનતિ તેની ઠેલીને સામો કીધો તિરસ્કાર–

વિનવણી દીનતા લેખી
કોઈએ તેની વાત ન પેખી.

ધ્રુસકે ધ્રુસકે રુવે જગત સૂણી વીતક વાત,
સૂણી વિતક વાત :
સાત સમુદર પાર જઈ તેણે કીધા પ્રણિપાત—

કટોરો ઝેરનો પીધો,
રૂંધાવા પ્રાણ નો દીધો!

"જો જો ઓ કિરતાર! હવે તો જો જો ચૌદે ય લોક!
જો જો ચૌદે ય લોક!
છિપાવું એ જ લોહીપિપાસા આપું ભીષણ ભોગ!"

વદી એવું માતનો બેટો,
ઊભો જ્યાં કાળત્રિભેટો!

"જેટલા રેતીકણ છે ભોમે, જેટલા તારા વ્યોમ,
જેટલા તારા વ્યોમ :
તેટલા છોડજે ગોળા તારા બતાવજે તારું જોમ!

રખે તારું કાળજું કંપે,
જતશું અમે જમને ઝંપે.

જુલમ કેરા દોર છે જહીં, જુલમના જ્યાં રાજ,
જુલમના જ્યાં રાજ :
પાય બેડી ને ગળાફાંસો ત્યાં સાચના છે શિરતાજ!

રાખી તે શીર અમારે
સહીશું કાળને ભારે!"

આવે નીચું આભ હો, જુઓ સાગર ભરતો ફાળ,
સાગર ભરતો ફાળ!
જાતને હોમી જગને તારે, માતા તારો બાળ!

સાથે વીર ભાઈ ને બહેની!
જુએ જગ વીરતા જેની.

નીંદરે સૂતાં માનવી જાગે, ને ધરતી પાડે સાદ,
ધરતી પાડે સાદ:
ઘોરતાં હશે કોણ અભાગી! રણના ભોરિંગ નાદ.

જુઓ મહાકાળ ત્યાં બોલે!
સતેલા ડુંગરા ડોલે!

સ્નેહરશ્મિ

## ૪૭. એ ભવ્ય ડોસા !

આજ શા ભાગ્ય આ હિંદ-સૌ જગત-નાં
વિશ્વના સંતના વર્ષ ષષ્ટિ !
જૂજ સંતો તણી નામ-હુતાશે ટકી
એટલા દિન લગી દેહયષ્ટિ.

જે થકી હિંદ-શિર ઉચ્ચ આલમ મહીં
જન્મદિનથી વડા ઉત્સવો શા !
હિન્દ-સંકષ્ટ-હર ! વર્ષ શત જીવ, એ
દીન ભારત તણા ભવ્ય ડોસા !

આવજો કવિવરો, દિવ્ય ગાયકગણો,
સૌ કલાના કલાકાર આવો,
કેક સૈકા લગી તમ કલા કાજ કો
ઇશ વિણ નહિ મળે વિષય આવો.

જેહ જીવનકલા સૌ કલા પ્રેરતી
તે કલાહીન અમ જીવનો શાં !
જીવન આમ પ્રેરવા વર્ષ શત જીવ, એ
સત્ય સૌન્દર્યના ભક્ત ડોસા !

જગતથી દૂર નિજ ધર્મજીવનમહીં
પ્રેમપથ બુદ્ધ મહાવીર બોધ્યો;
જગત સમુદાયમાં રાજ્યના કાર્યમાં
એક સંદેશ અપૂરો રહ્યો'તો

કિંતુ સર્વાંગ જીવન વિષે તેં કરી
પ્રેમના તત્ત્વની કાર્ય-ઘોષા
(એ) તત્ત્વ ઝિલાવવા વર્ષશત જીવ એ
પ્રેમશાશ્વતભર્યા ભવ્ય ડોસા.

જગતને મોકલી'તી મહાસંસ્કૃતિ
ગૌતમે બોધિતરુ છાંયમાંથી,
મોકલી'તી ઈશુએ મહાસંસ્કૃતિ
ક્રૂસ અધિરુઢ નિજ કાયમાંથી,

આજ સર્જે તું ભાવિ મહાસંસ્કૃતિ
સાભ્ર-ગંગા-તટે વિશ્વપોષા,
સંસ્કૃતિ-પૂર હજુ દૂર, એ લાવવા
વર્ષશત જીવ, ઓ વિશ્વડોસા!

દેહતલથી ઊંચે, બુદ્ધિતલથી ઊંચે,
આત્મબલ-તલ ઉપરે તું ફરે છે;
બુદ્ધિની દૃષ્ટિના ક્ષિતિજની પેલી ગમ,
સત્યનું કાન્ત દર્શન કરે છે;

મુઠ્ઠીભર અસ્થિની દેહ તુજ દુણગી,
આત્મનાં દાખવ્યાં તેં બળો શાં!
(એ) શક્તિ ભરવા જગે વર્ષશત જીવ એ
દિવ્ય ભારત તણા ભવ્ય ડોસા!

હરિહર ભટ્ટ

# ૪૮. કોણ ?

ખશે કોણ તવારીખ ભારતની ભડવીર હો ! ભાઈ ?

કવિતા સૂરજ, ચંદ્રતણી ને પુષ્પતણી સૌ ગાશે;
વળી બીજા ઝમઝમ ઝરણાંનાં મીઠાં પાનો પાશે.
કોણ અરે ! પણ રક્ત રંગથી લખશે મુક્તિ પાનાં ?
કોણ બીજા કરશે કાયાની કલમ અહીં કંઈ છાના ?

ખશે કોણ તવારીખ ભારતની ભડવીર હો ! ભાઈ ?

શે જગમાં કોણ અરે, ભારતની પુણ્યદુહાઈ ?

સવાઈ નિજ નિજની કરશે સૌ–બડાઈ સાચી ખોટી,
ધન વૈભવની, સુંદર તનની, બુદ્ધિ કેરી મોટી.
કોણ અરે, પણ નિજ તનમનધન–માયા અળગી કરશે ?
કોણ અરે, એ આરત સાથે ભારત માટે મરશે ?

દેશે જગમાં કોણ અરે, ભારતની પુણ્યદુહાઈ ?

કોણ રોપશે ભારતધ્વજને ગગને ઊંચે સ્થાપી ?

નિજ નિજ પંથપતાકા ધરવા સૌ કે આગળ થાશે;
અન્ય જનોને છૂંદી નીચે જાવા ઉપર ચ્હાશે.
કોણ અરે, પણ ભારતધ્વજને ગગને જેવા માટે;
પાયામાં પૂરાઈ જાશે, ચણુતર થઈ શિર સાટે ?

કોણ રોપશે ભારતધ્વજને ગગને ઊંચે સ્થાપી ?

રેવાભાઈ દેસાઈ

## ૪૯. ત્રણ ચિતા

એક અભાગી ધરતી, એમાં એક અભાગી દેશ
એ બેનાં દુ:ખનો જાણણહારો, એક ઘૂમે દરવેશ

નિચોવીને નિજની કાયા,
ધૂવે સૌ પાપ-ઓછાયા !

કોઈ પૂજે એને પ્રાણને પુષ્પે, કોઈ દિયે એને ગાળ,
પ્રેમના પુષ્પ ને ગાળો ગુમાનની: એને ન હર્ષ, ન આળ !

ગુંજે સદા ગાન રુપાળું:
"ધરા પે સ્વર્ગ ઉતારું !"

એક તપશ્ચર્યા આદરી એણે, ધોવા ધરાના મેલ,
સ્તબ્ધ થઈ આખી સૃષ્ટિ નિહાળે, આંખમાં અશ્રુરેલ:

"કસોટીની કારમી વેળા:
પ્રભુ રે'જો એની ભેળા !"

ડુંગરા ડોલ્યા, દિશાઓ ધ્રૂજી, સાગરે મૂકી માઝ,
પાતાળ ચીરીને પ્રલય ઠેક્યો, સંગ સંહારનો સાજ:

"ધિંગાણું જામિયું ઘેરું:
તેજ ને તિમિર કેરું !

ધડ ધડાધડ ધરાપે પડનાં, શિર ઊડે આકાશ,
તપસી કેરા તપ મેલાવા, પ્રપંચ નાખે પાશ :
કડાકા કારમા બોલે,
વિનાશના ડુંગરા ડોલે !

મોતના ભેંકાર તાંડવ વચ્ચે થીર ઊભો અવધૂત :
નિરલેપેકેરા મહેલમાં ડરે શું ભૈરવ કેરા ભૂત :
જીવનની માયા ન જેને,
મૃત્યુ શું ડરાવે તેને !

એક સદાનો સાથી એનો, એક હૈયાનો હાર,
પગલે પ્રાણ પરોવીને ચાલતો, એક જીવનનો તાર :
રાતોરાત આંખો મીંચી,
ચાલ્યો ઉરે આંસુ સીંચી !

વેદના આતમ એની ભરી ફરી થીર થયો અવધૂત,
ખાંડાની ધાર છે મારગ સતનો, કેમ છોડે કો સપૂત !
અંગો નિજ કેરાં વધેરી :
ધરવવા જગના વેરી !

આતમ રુએ, ને આંખ હસે, એવું કાળજું કરુણાધારા,
દેશ-ધરાના દુઃખનું ઓસડ શોધે પૃથ્વીઆકાશ !
તપસ્યા ઘડી ન મૂકે :
સૂરજ કદી તપવું ચૂકે !

વેદના કેરો સાગર છલક્યો, તેમાં મચ્યું તોફાન,
ખોળામાં મસ્તક મેલીને સંચરી–એક જીવનની લ્હાણ :

હતી શૈશવથી સાથે...
તેની ચેહ રચવી હાથે !

એક ચિતા એની આંખોની સામે, એક છે અંતરમાંહ્ય,
ત્રીજી ચિતા જલે દેશમાં, જેની જ્વાળા આકાશે જાય :

પોઢેલા દેવને કે'વા
, ક્યાં લગી ઊંઘશો દેવા !

હૈયાના અશ્રુહોજમહીંથી ઝળક્યાં બે એને નેણ,
કાયાની કણીએ કણીને કોરતી વેદનાને નથી વેણ :

કસોટી કારમી થાતી,
જગતની આંખ ભરાતી !

રોઈ દિશાઓ, ડુંગરા રોયા, રોયા સૂરજ સોમ,
એક અવાજે પોકારી ઊઠયા સૃષ્ટિના નવ લખ રોમ :

ગયો શું વિધાતા પોઢી,
માથે કાળો કામળો ઓઢી !*

કરસનદાસ માણેક

---

* પૂ. કસ્તુરબાના મૃત્યુ સમયે રચાયેલું

# ૫૦. છેલ્લી પ્રાર્થના

હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ,
કલેજાં ચીરતી કંપાવતી અમ ભયકથાઓ,
મરેલાંના રુધિર ને જીવતાંનાં આંસુડાંઓ :
સમર્પણ એ સહું તારે કદમ પ્યારા પ્રભુઓ !

અમારા યજ્ઞનો છેલ્લો બલિ : આમીન કે'જે !
ગુમાવેલી અમે સ્વાધીનતા તું ફીર દેજે !
વધારે મૂલ લેવાં હોય તો યે માગી લેજે !
અમારા આખરી સંગ્રામમાં સાથે જ રહેજે !

પ્રભુજી પેખજે આ છે અમારું યુદ્ધ છેલ્લું,
બતાવો હોય જો કારણ અમારું લેશ મેલું,
–અમારાં આંસુડાં ને લોહીની ધારે ધુવેલું
દુવા માગી રહ્યું જો સૈન્ય અમ તત્પર ઊભેલું.

નથી જાણ્યું અમારે પંથ શી આફત ખડી છે,
ખબર છે એટલી કે માતની હાકલ પડી છે,
જીવે મમ માવડી એ કાજે મરવાની ઘડી છે,
ફિકર શી જ્યાં લગી તારી અમો પર આંખડી છે !

જુઓ આ તાત ! ખુલ્લાં મૂકિયાં અંતર અમારાં,
જુઓ હર જખ્મથી ઝરતી હજારો રક્તધારા.
જુઓ છાના જલે અન્યાયના અગ્નિખારા :
સમર્પણ હો, સમર્પણ હો, તને એ સર્વ પ્યારા !

ભલે હો રાત કાળી, આપ દીવો લે ઊભા જો !
ભલે રણમાં પથારી, આપ છેલ્લાં નીર પાજો !
લડન્તાને મહારણખંજરીના ઘોષ ગાજો !
મરન્તાને મધુરી બંસરીના સૂર વાજો !

તૂટે છે આભઊંચા આપણા આશામિનારા,
હજારો ભય તણી ભૂતાવળો કરતી હુંકારા;
સમર્પણની છતાં વહેશે સદા અણખૂટ ધારા,
મળે નવ માવડીને જ્યાં લગી મુક્તિકિનારા

ઝવેરચંદ મેઘાણી